स्विटजरलैंड के विख्यात मानसिक रोगों के चिकित्सक और मनोविज्ञान के अध्यापक (Psychiatrist एवं Psychology teacher) Dr. Boss:–

" As we study more and, more in Psychology, we find ourselves hanging in the air, our findings are baseless. I have come to Indian saints to find something more solid, more dependable which we can give to our students.

(चित्तशुद्धि–भूमिका)

# માનવ સેવા સંઘ

## પરિચય તથા વ્યાખ્યા

(મૂળ હિન્દીનું ગુજરાતી ભાષાન્તર)



પ્રકાશક :
માનવ સેવા સંઘ. અમદાવાદ,
(બિપિન વિલા, દશા પોરવાડ સોસાયટી નજીક
પાલડી, એલિસબ્રિજ)

મૂલ્ય ૩૮ નયાપૈસા

પ્રથમ સંસ્કરણ
પ્રત ૧૦૦૦
સપ્ટેમ્બર, ૧૯૫૮

## વિનતિ

પ્રુફ તપાસવામાં બનતી કાળજી રાખ્યા છતાં ક્યાંક ક્યાંક અશુદ્ધિઓ અને છાપકામના દોષો રહી જવા પામેલ છે. સુજ્ઞવાંચકો નીચે જણાવેલ મુખ્ય મુખ્ય દોષો સુધારીને વાંચે એવી વિનતિ છે.

### શુદ્ધિ પત્ર

| પાનું | લિટિ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬૧ | ૩ | મોક હૃદયળું | મોકળું હૃદય |
| ૭૦ | ૪ | અભિન્નતા | ભિન્નતા |
| ૭૯ | ૧૯ | મતબલ | મતલબ |
| ૮૨ | ૫ | રાગ | રામ |

–: મુદ્રક :–
**જીવાભાઇ વી. જેઠવા**
શ્રી સત્સંગ પ્રિન્ટીંગ પ્રેસ
રજપુતપરા, રાજકોટ.



# વિષય–સૂચી

## કર્તવ્ય નિષ્ઠા

'કર્તવ્ય કરવામાં સાવધાન રહેવા માટે વાસ્તવિક ઉદ્દેશ્યનું જ્ઞાન, પ્રાપ્ત પરિસ્થિતિનો આદર અને તેનો સદુપયોગ તથા પરિસ્થિતિને અનુરૂપ જ કર્તવ્યનિષ્ઠા અને અપ્રાપ્ત પરિસ્થિતિનાં ચિન્તનનો ત્યાગ તથા વિવેકના પ્રકાશથી પ્રકાશિત પ્રવૃત્તિઓ થાય એ અનિવાર્ય છે. જે વ્યક્તિ કર્તવ્ય કરવામાં સાવધાન રહે છે તેનુ ચિત્ત અશુદ્ધ રહેતું નથી અને જેનું ચિત્ત અશુદ્ધ હોતું નથી તેને જે કાંઈ થઈ રહ્યું છે તેમાં પોતાના કલ્યાણનું જ દર્શન થાય છે.'

(चित्तशुद्धि पृष्ट ४१५)



ॐ श्री हरिः शरणम्

## પ્રકાશકનું નિવેદન

—×—

આજે જે ગ્રંથ રત્નનું પ્રકાશન કરવાનું ગૌરવ મને પ્રાપ્ત થઈ રહ્યું છે, તેના મહત્વને વિષે. મારે કાંઈ કહેવાનું નથી. પુસ્તક આપ સમક્ષ છે તે પોતાથી જ પોતાનો પરિચય આપશે. મને વિશ્વાસ છે કે આ ગ્રંથનું મનન તથા તેની અંદરના ઉપદેશો ચરિતાર્થ કરવાથી, વાંચનારના જીવનના આધ્યાત્મિક સ્તર જરૂર વિકાસ પામશે અને આજે માનવ સમાજ કલહ કલેશથી જર્જરિત થયેલ છે અને માર્ગ ભૂલેલ છે તેને શાંતિ મળશે.

જે મહાનુભાવ પરમ દયાળુ સંતની પ્રેરણાથી "માનવ સેવા સંઘ" હસ્તિમાં આવેલ છે તેઓશ્રીએ પોતે સંઘના અગ્યાર મૂળભૂત સિદ્ધાંતોનું પ્રતિપાદન કરેલ છે. તેનું વિવરણ, પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાનું સૌભાગ્ય આ સેવકને પ્રાપ્ત થયેલું છે; તે માટે પરમપિતા પરમેશ્વરને ધન્યવાદ તથા સ્વામીજીના ચરણ કમલમાં કરોડો નમસ્કાર.

ઉતાવળને કારણે, છાપકામની કોઈ કોઈ ત્રુટિઓ રહી ગઈ હશે. તે સંબંધમાં હું આશા રાખું છું કે સહૃદય વાંચનાર મને ક્ષમા કરશે.

છેવટે આ પુસ્તકના પ્રકાશનમાં મને જે જે સજ્જનોએ સહાયતા કરી છે તે સઘળા સજ્જનોને હું ધન્યવાદ આપું છું. પૂજ્ય સ્વામીજી જેઓશ્રીએ "માનવ સેવા સંઘ" ને જન્મ આપ્યો છે, જેઓશ્રીની સંતવાણી લખી લેવામાં આવી છે, અને જેઓશ્રી પોતાનું નામ પ્રસિદ્ધ થવાનું પસંદ કરતા નથી તેઓશ્રીનો હું વિશેષે કરીને આભારી છું. પ્રોફેસર શ્રી સિંહ કાશ્યપે પુસ્તકનું પ્રુફ તપાસવામાં મને મદદ કરેલ છે; પરંતુ તેઓ તો મને એટલા બધા નજીક છે કે તેમને હું ધન્યવાદ શું આપું ? એમના પર મારો અધિકાર છે. એમને હું આશીર્વાદ આપું છું.

વિનીત.

| | |
|---|---|
| અનંત ચતુર્દશી<br>ભાદ્રપદ સં. ૨૦૧૦<br>કદમકુઆ, પટના | રામેશ્વર સિંહ<br>( નિવૃત્ત મેજીસ્ટ્રેટ તથા કલેક્ટર )<br>પ્રધાન મંત્રી, માનવ સેવા સંઘ<br>વૃન્દાવન, ઉત્તર પ્રદેશ |

---



# પરિચય

હાલનો યુગ, સંઘોનો યુગ છે. આ સમયમાં સંઘમાં શક્તિ હોવાનું મનાય છે. આજે માનવ જીવનને લગતી સમસ્યાઓ, સમૂહગત વિચાર વિમર્શદ્વારા હલ કરાય છે. વ્યક્તિનું મહત્વ ઘટી ગયું છે. રાજસત્તા લુપ્ત થઈ ગઈ છે. જન ગણ તંત્રનો યુગ આવ્યો છે. એટલે લોકસંગ્રહનુ કાર્ય પણ, સંઘોદ્વારા થવા લાગ્યું છે. આ યુગની દરેક વ્યક્તિ, કોઈને કોઈ રૂપમાં, સંઘોદ્વારા પોત પોતાની શક્તિનો ઉપયોગ કરે છે.

પરંતુ, જે વ્યક્તિઓનો સંઘ બનેલો હોય છે તેઓની દુર્બલતાના કારણે કોઈ પણ સંઘના ઉંચામાં ઉંચા આદર્શ ટીકા પાત્ર બની જાય છે. એટલે આજ કાલ સંઘોને વખોડી નાંખવાની પણ એક ફેશન થઈ પડી છે. સંઘમાં કેટલી પ્રબળ શક્તિ રહેલી છે, તેના સદુપયોગથી જગતનાં કેવાં કેવાં મોટામાં મોટાં કાર્યો થઈ શકે છે તે ખ્યાલમાં ન લેતાં, જે તે સંઘની વ્યક્તિઓએ કરેલ ભૂલોની ગણતરી કરવી એ બુદ્ધિમત્તાનું લક્ષણ સમજાવા લાગ્યું છે. કોઈ એવી વ્યક્તિઓ પણ હોય છે કે જે સંઘના નામમાત્રથી ચીડાય છે અને સંઘથી દુર રહેવાની ચેષ્ટા કરે છે.

સંઘોનું અતિશય મૂલ્ય આંકવું તે, તેમજ સંઘોને વખોડી કહાઢવા એ પણ ભૂલ છે. વળી સંઘોમાં ભળીને બીજાઓના હિતના નામે પોતાનો સ્વાર્થ સાધવો એ માનવતા નથી. પણ આજ કાલ એજ થઈ રહ્યું છે. કોઈ પણ સંઘમાં ભળી જઈને, લોકો પોત પોતાનો લાભ ઉઠાવવાની તક શોધે છે. અને એક બીજાઓ પ્રતિ દ્વેષબુદ્ધિ સેવે છે. આનું પરિણામ. એ આવે છે કે શક્તિના સંગઠનને બદલે, પરસ્પર સંઘર્ષ થવાથી, શક્તિ ક્ષીણ થતી જાય છે અને વિશ્વશાંતિ સ્થાપવાની દિશામાં થએલ આપણા સઘળા પ્રયત્નો એક બીજાના સંહારનું સાધન બની જાય છે.

આવી પરિસ્થિતિમાં પલટો લાવવાને માટે, મનુષ્યના અંતરમાં વધતી જતી પશુતાને ટાળીને, માનવતા જગાડવાને માટે, એક નવીન વિચારધારા પ્રગટેલ છે. તેના પ્રચારને માટે એક સંઘ થયો છે જે "માનવ સેવા સંઘ" તરીકે ઓળખાય છે. રાજનૈતિક સ્વતંત્રતા મળ્યા બાદ, દેશની અંદર વેરભાવ તેમજ ઘોર અવિશ્વાસની આગ ફેલાઈ રહેલી જોઈને, એક પરમ કારૂણિક સંતનું કોમળ હૃદય કંપી ઉઠ્યું. વર્ગ, જાતિ, સંપ્રદાય, સંગઠન અને મતવાદના આધાર ઉપર થતા રહેતા સંઘર્ષોથી મનુષ્ય સમાજ છિન્ન-ભિન્ન થઇ રહેલ હતો. મનુષ્ય જાતિનું દુઃખ જોઈને, એ સંતના હૃદયમાં અત્યંત વ્યથા થતાં, એઓશ્રીએ આ સમસ્યા પરત્વે વિચાર કર્યો અને એઓશ્રીને જે પ્રેરણા મળી



તેના પરિણામ રૂપે "માનવ-સેવા-સંઘ"ની સ્થાપના થઈ છે.

ઉપર જણાવાઈ ગયું તેમ, સંઘોની લોકપ્રિયતા ઘટી ગઈ છે, જે કારણે "માનવ-સેવા-સંઘ"નું પણ નામ સાંભળીને કોઈ કોઈ લોક એનાથી જાણે કે સ્વભાવથી જ ડરે છે અને તેને નિરર્થક હોવાનું સાબીત કરવાની પ્રવૃત્તિ કરે છે. તેઓ એ રીતે વિચારે છે કે જ્યારે અનેકાનેક ધાર્મિક, રાજનૈતિક તેમજ સામાજીક સંગઠનોથી મનુષ્ય જાતિનું દુઃખ ટળી શક્યું નથી, તો પછી એક નવા સંઘનું શું પ્રયોજન છે? અથવા જ્યારે અનેક સંઘોદ્વારા સેવાનું કાર્ય થઈ રહ્યું છે તો પછી એક નવા સંઘની શું જરૂર પડી? વસ્તુતાએ આ પ્રશ્ન વિચારવા જેવો છે. આજે જ્યારે અનેક સંઘો બની ચૂક્યા છે તો પછી એક એવો સંઘ પણ હોવો જોઇએ કે જે, માનવ સમાજના જુદાં જુદાં ક્ષેત્રોમાં સેવા કરતી સંસ્થાઓને, લોક કલ્યાણના માર્ગમાં અરસપરસ સહકારી બનાવી શકે. જુદી જુદી સંસ્થાઓદ્વારા, વ્યક્તિ તેમજ સમાજના કલ્યાણનું કાર્ય થતું રહે છે, એ વાતમાં કશો સંદેહ નથી. પરંતુ દરેક સંગઠન પોતપોતાનાં ક્ષેત્ર તેમજ પોત પોતાની નીતિને એટલું બધું વધારે પડતું મહત્વ આપે છે કે અન્યની નીતિ પ્રતિ અનુદાર વ્યવહાર કરવા લાગે છે. પરિણામ એ આવે છે કે સંસ્થાઓ પોત પોતાનાં મર્યાદિત ક્ષેત્રમાં જોડાઈ જાય છે, અને ભેદભાવ

ઉત્પન્ન થાય છે. પરંતુ "માનવ-સેવા-સંઘ"નું ક્ષેત્ર વ્યાપક છે. આ સંઘ સઘળા પ્રકારના વિચાર તેમજ વિશ્વાસ ધરાવનારાઓની વચ્ચે પ્રેમ પ્રસરાવનાર સંઘ છે. પોતાના આ ખાસ ગુણને કારણે, આજે આ સંઘ સઘળાઓને માટે આવસ્યક બની ગયેલ છે.

આ સર્વ વ્યાપીપણું સુરક્ષિત રાખવામાં આ સંઘ સફળ થયેલ છે, સબબ કે દરેક વ્યક્તિની વ્યક્તિગત ભિન્નતાના તત્ત્વનો આ સંઘ સ્વીકાર કરે છે. કોઇ પણ બે વ્યક્તિ સંપૂર્ણપણે સમાન હોતી નથી. પ્રત્યેક મનુષ્યની રૂચિ, યોગ્યતા, શ્રદ્ધા તેમજ પરિસ્થિતિ એકબીજાઓથી અવસ્ય જુદી જુદી હોય છે. જો બે ભાઇઓ, પતિ-પત્નિ, માતા-પુત્ર કે પિતા-પુત્રના વિચાર, યોગ્યતા અને વિશ્વાસ એકજ જાતના હોતા નથી, તો પછી અનેક વ્યક્તિઓને એકજ વિચારના માર્ગ પર કેવી રીતે ચલાવી શકાય? સઘળી વ્યક્તિઓમાં એકજ પ્રકારનો વિશ્વાસ કેવી રીતે ઉપજાવી શકાય? આ રહસ્યને ખ્યાલમાં રાખીને, "માનવ સેવા સંઘ" પ્રત્યેક વ્યક્તિની પોતાની માન્યતા તેમજ પ્રત્યેક સંઘની વિશિષ્ટ વિચારધારાઓનો આદર કરે છે. અનેક પ્રકારની જુદાઈ રહ્યા છતાં પણ અન્યોન્ય પ્રીતિની એકતાનો સ્વીકાર કરે છે. એટલા માટે આ સંઘમાં બધા દાખલ થઈ શકે છે. માનવ માત્રને પ્રીતિની માંગ, એ પોતાના અંતરની સ્વાભાવિક માંગ છે. સહુ કોઈ પ્રીતિની આપલે કરી શકે છે.



એટલે આપણે પોતપોતાની રૂચિ, યોગ્યતા, શ્રદ્ધા તેમજ પરિસ્થિતિ પ્રમાણે વર્તતા રહીને પણ, પરસ્પર સ્નેહની એકતામાં જોડાયા રહીએ એજ માનવતા છે. આવી એકતામાં સઘળા સંઘર્ષોનો અંત આવી જાય છે. અણુબોમ્બ વગેરે વૈજ્ઞાનિક આવિષ્કારથી, માનવ-સમાજમાંના અરસ્પરસના સંઘર્ષોનો અંત આવી શકતો નથી. સંઘર્ષોનો અંત સ્નેહની એકતા ઉપર નિર્ભર છે. "માનવ-સેવા-સંઘ" આપણને એ એકતાનો પાઠ શીખવે છે. એક ઇશ્વરવાદી અનીશ્વરવાદીને પોતાના પ્યારા પ્રભુનું સ્વરૂપ જ માનીને તેની સાથે પ્યાર કરી શકે છે, અને એક અનીશ્વરવાદી ઇશ્વરવાદીને પોતાનુંજ રૂપ માનીને તેની સાથે પ્યાર કરી શકે છે. અરસ્પરસના પ્રેમની એકતાથી જ્યારે મનુષ્યનું જીવન પ્રેમથી ભરપૂર થઈ જાય ત્યારે વિશ્વમાં શાંતિની સ્થાપના થઈ શકે છે, અને એ રીતે વ્યક્તિ તેમજ સમાજનું કલ્યાણ થઇ શકે છે.

આ દિશામાં પગલું માંડવું, એ પ્રથમતો દરેક વ્યક્તિનું પોતપોતાનું જ કર્તવ્ય છે, સબબ કે સંઘની દૃષ્ટિમાં, બીજાઓના અધિકારોનું સંરક્ષણ એ જ આપણું જીવન છે. પોત પોતાની ભૂલોને જોવી, પોતાથી થએલ ભૂલ ફરીથી ન કરવી, પોતા પરત્વે ન્યાય અને બીજાઓ પરત્વે ક્ષમા દૃષ્ટિ રાખવી, પોતાના અધિકારનો ત્યાગ કરવો અને બીજાઓના અધિકારોનું રક્ષણ કરવું વગેરે, સંઘના નિયમો દરેક વ્યક્તિના

જીવનમાં પલટો લાવી શકે છે. સંઘના સભ્યપદ સ્વીકારવાની સાથે જ જીવનમાં પરિવર્તન થાય છે. એટલા માટે "માનવ સેવા સંઘ" દરેક વ્કિતના વ્યક્તિત્વને મહત્વ ભર્યું માને છે. "માનવ-સેવા-સંઘ" એવો વિશ્વાસ ધરાવે છે કે પ્રત્યેક વ્યકિત, માનવ બની જવાથી સારો દેશ સુધરી શકે છે. ઈંટો-પથ્થરોથી મોટાં મકાનનું ચણતર કરી લેવું, યા તો મોટી સંખ્યાનું સંગઠન ચલાવવું એ કાંઈ મોટી વાત નથી; વ્યકિતની અંદર રહેલી માનવતાને જગાડવી, વ્યકિતના જીવનને સાધનયુકત બનાવીને વિકાસના માર્ગ પર લઇ જવું એ "માનવ-સેવા-સંઘ" નો ઉદ્દેશ્ય છે. એ કારણે આ સંઘ, વ્યકિતના જીવન નિર્માણમાં સારાય વિશ્વનું કલ્યાણ રહેલું હોવાનું માને છે.

માનવ-માત્રના જીવનની મૌલિક સમસ્યાઓનો ઉકેલ લાવવો એ આ સંઘનો ઉદ્દેશ્ય છે. તેથી આ સંઘનો સિદ્ધાંત ઉચ્ચ દર્શન પર આધાર રાખે છે, અને આ સંઘનો સિદ્ધાંત, ધાર્મિક, સામાજીક, સાંપ્રદાયિક તેમજ સાંસ્કૃતિક વાડાઓનું અતિક્રમણ કરીને, યુગ યુગના અખિલ વિશ્વ જન સમુદાયના જીવનમાં આચરવા યોગ્ય છે. આની અંદર વ્યકિતની સ્વતંત્રતા સંપૂર્ણપણે સુરક્ષિત રહે છે. દરેક વ્યકિતનું કલ્યાણ અને સુંદર સમાજનું નિર્માણ એ આ સંઘના ઉદ્દેશ્યનું પ્રકટ સ્વરૂપ છે.



માનવ-માત્રની મૌલિક સમસ્યા શું છે? હમેશને માટે દુઃખનો અંત કઈ રીતે પમાય? માનવ-જીવનમાં દુઃખ શુ છે? ઇચ્છાઓ ઉદ્ભવે અને તે સંતોષાય નહિ. જે ઈચ્છામાં આવે છે તે થતું નથી, જે થાય છે તે ગમતુ નથી. અને જે ગમે છે તે ટકતું નથી. ઈચ્છાઓ કર્યે જવી એ ભારે અજ્ઞાન છે, ક્ષણે ક્ષણે ઈચ્છાઓ ઉત્પન્ન થાય છે. બહારની પરિસ્થિતિ તેમજ ઉપભોગ કરવાની શકિત-બંને મર્યાદિત હોવાના કારણે, ઈચ્છાઓ સંતોષાવા ન સંતોષાવાના સુખ દુઃખના દ્વંદ્વમાં જકડાએલ મનુષ્ય વિહ્વળ બને છે. ભારતવાસી, અમેરિકન, અંગ્રેજ, આફ્રિકાના નીગ્રો તેમજ ગ્રીનલેન્ડના એસ્કીમો જ નહિ પરંતુ સારાય વિશ્વના મનુષ્યો, આ દુઃખથી દુઃખી હોય છે. સુખ દુઃખના દ્વં સપડાયેલ મનુષ્ય, લોભી, સ્વાર્થી, ક્રૂર, હિંસક, દીન કે અભિમાની બને છે. પોતે દુઃખ પામે છે અને બીજાઓને દુઃખ પમાડે છે. આ સંઘ વિશ્વવ્યાપી દુઃખમાંથી નિવૃત્તિ મેળવવાનો માર્ગ બતાવે છે.

આ સમસ્યાના સમાધાન માટે, આ સંઘ માનવ જીવનના વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરે છે. જીવન શું છે? માનવ જીવન સંબંધમાં આ સંઘનો ખાસ આશાવાદી દૃષ્ટિકોણ છે. આ સંઘની નીતિમાં, માનવ-જીવન, 'વિશ્વ અને વિશ્વનાથના અધિકારોનો સમૂહ હોય તેવી દૃષ્ટિ રખાયેલી છે. સારૂંય વિશ્વ, માનવ પાસેથી સેવાની અપેક્ષા

રાખે છે અને વિશ્વનાથ, માનવ પાસેથી પ્રેમની ચાંહના રાખે છે. વિશ્વની સેવા કરવામાં અને વિશ્વનાથ સાથે પ્રેમ કરવામાં માનવ સ્વતંત્ર છે. માનવને પોતાને માટે કશું ન જોઈએ. માનવનું હૃદય પ્રેમથી ભરપૂર હો અને માનવનું શરીર સેવા કરવામાં મસ્ત હો. આ માનવ જીવન એવું છે કે જેને સુખ દુઃખના દ્વંદ્વની છાયા પણ સ્પર્શી શકતી નથી. આપણે આપણાં પોતાનાં આ અનુપમ સ્વરૂપને ન જાણતાં, પરાધીન બની દુઃખ પામીએ છીએ.

વસ્તુતાએ આપણે જેને જીવન કહીએ છીએ તે તો ઉત્પત્તિ વિનાશવાળું, પરિવર્તનશીલ સૃષ્ટિનું અંગ માત્ર છે. એ દૃષ્ટિએ, આ જીવન, વાસ્તવિક જીવનની અનુભૂતિનું સાધન માત્ર છે, સુખ ભોગનું નહિ. એટલે તેનાથી સુખ મેળવવાના અને તેનું સંરક્ષણ કરવાના, આપણે જેટલા અધિક પ્રયત્ન કરીએ છીએ, તેટલા પ્રમાણમાં અધિક પરાધીનતા અને દુઃખનો અનુભવ કરીએ છીએ. વસ્તુતાએ, જે જીવન છે તે તો સાધન તરીકે વાપરનાર સાધકને જ પ્રાપ્ય છે, અને એવા જીવનની પ્રાપ્તિ માટે, ઉપર્યુકત સાધનનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

માનવજીવનના સ્વરૂપનું આ જાતનું નિરૂપણ, આ સંઘના પ્રવર્તક સંતે, જીવનના દાર્શનિક તત્વોનો સ્વયં અનુભવ કરેલો છે તેના આધારે કરવામાં આવ્યું છે. વધારે માહીતિ માટે, આ સંઘદ્વારા પ્રસિદ્ધ થએલ 'જીવન દર્શન'



પુસ્તકની સહાયતા લઈ શકાય છે. માનવ જીવન સંબંધમાં, આ જાતના દાર્શનિક દૃષ્ટિકોણને માટે, કોઈ પણ બાહ્ય પ્રમાણની આવશ્યકતા હોતી નથી. જીવનનું અધ્યયન કરવું એજ જરૂરનું છે. એટલા માટે, માનવ જીવનને સાધન યુક્ત બનાવવાના ઉદ્દેશ્યથી, "માનવ-સેવા-સંઘે" અગ્યાર નિયમો બનાવ્યા છે એ અગ્યાર નિયમો, જીવનનો સર્વતો મુખી વિકાસ કરવામાં સહાયક છે. પહેલા ચાર, આઠમો, નવમો અને અગ્યારમો-એ નિયમો આંતરિક જીવનની સાથે, પાંચમો, છઠ્ઠો, સાતમો અને દશમો-એ નિયમો બાહ્ય જીવનની સાથે વિશેષે કરીને સંબંધ ધરાવે છે. એ પ્રમાણે, આ નિયમો, શારીરિક, માનસિક, આંતરિક અને સામાજીક જીવનનનાં સઘળાં પાસાંનો સાંગોપાંગ વિકાસ કરતાં કરતાં, સાધકને વાસ્તવિક જીવન અપનાવવામાં શકિતશાળી બનાવે છે.

આ પુસ્તકમાં વાંચકને, "માનવ-સેવા-સંઘ" તેના અગ્યાર નિયમો અને સંઘની પ્રાર્થનાનું સંક્ષિપ્ત પરંતુ સારગર્ભિત નિરૂપણ મળશે.

આરોગ્ય-આશ્રમ<br>ગાજીપુર ( ઉ. પ્ર. )<br>તા. ૧-૧-૧૯૫૭

વિનીતા<br>દેવકી.



# " માનવ "

" માનવ " એ કોઈ ખાસ આકૃતિનું જ નામ નથી. જે વ્યક્તિ પોતાની નિર્બળતા તેમજ પોતાના દોષો જોઈ અને જાણી શકે છે અને તે દૂર કરવા માટે શક્તિશાળી હોય તેને જ વસ્તુતાએ " માનવ " કહી શકાય.

## સાધનવાળું જીવન જ માનવ જીવન છે

બીજાં પ્રાણીઓને મુકાબલે, જીવનનું નિરીક્ષણ કરતાં, આપણે આપણને વિવેકી અને વિશ્વાસી હોવાનું સમજીએ એ. બીજી તરફથી, આપણે આપણામાં, દૈહિક સ્વભાવોની નેક આસક્તિઓ રહેલી હોવાનું પણ જોઈએ છીએ. તે આસક્તિઓથી પેદા થતી નિર્બળતાઓથી વ્યથા પામીને જ, તે મટાડવા માટે, વિવેકના પ્રકાશમાં, વિકલ્પ વિનાના વિશ્વાસના આધાર ઉપર, આપણે સાધન નિર્માણ કરીએ છીએ. એ સાધન-યુક્ત જીવનને જ, માનવ જીવન કહેવાય છે.

સાધન વિનાનું જીવન એ માનવ જીવન નથી તેમજ સાધન પારનું જીવન એ પણ માનવ જીવન નથી. સાધન વિનાનું જીવન એતો પશુ જીવન છે. અને સાધન પારનું જીવન એ દિવ્ય, ચિન્મય તેમજ પૂર્ણ જીવન છે. બીજા શબ્દોમાં કહીએ તો માનવ જીવન એ એવું જીવન છે કે જેમાં દિવ્યતા, ચિન્મયતા અને પૂર્ણતાની લગની તેમજ



દૈહિક સ્વભાવ અર્થાત્ ઈન્દ્રિયથી પેદા થતી આસક્તિ રૂપી નિર્બળતા-એ બંને એક સાથે રહેલ હોય છે.

સ્વાભાવિક આવશ્યકતાઓની પૂર્તિ કરવી અને અસ્વાભાવિક ઈચ્છાઓની નિવૃત્તિ કરવી, એજ માનવ જીવનનું લક્ષ્ય છે. દિવ્યતા, ચિન્મયતા, નિત્યતા તેમજ પૂર્ણ-તાની પ્રાપ્તિ કરવી, એ માનવ જીવનની સ્વાભાવિક આવશ્યકતા છે; અને ઈન્દ્રિયથી ઉત્પન્ન થતાં જ્ઞાનમાં સદ્‌ભાવ થવાથી જે રાગ થાય છે અને તે રાગથી દોરવાઇને જે ઈચ્છાઓની ઉત્પત્તિ થાય છે, તેજ અસ્વાભાવિક ઈચ્છા છે.

સ્વાભાવિક ઈચ્છાઓ તેની થાય છે કે જેની સાથે આપણી જાતીય અથવા સ્વરૂપની એકતા હોય; અને અસ્વાભાવિક ઈચ્છાઓ તેની થાય છે કે જેની સાથેની એકતા, માની લીધેલી હોય છે, પરંતુ વાસ્તવમાં જેની આપણા સ્વરૂપથી જુદાઈ હોય. દિવ્યતા, ચિન્મયતા, નિત્યતા અને પૂર્ણતા, આપણને સ્વાભાવિક રીતે જ પ્રિય હોય છે; પરંતુ, ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતી વિષયાસક્તિથી તે સ્વાભાવિક ઈચ્છાઓ ઢંકાઈ જાય છે અને અસ્વાભાવિક ઈચ્છાઓ ઉત્પન્ન થાય છે;- જેના પરિણામે, આપણે માનવતાથી વિમુખ બની જઇને, પશુતામાં પ્રવૃત્ત અને અગ્રણી બની જઇએ છીએ,- જે વસ્તુતાએ પ્રમાદ છે. એટલા માટે, જેની સાથે જાતીય તથા સ્વરૂપની એકતા છે તેની પ્રાપ્તિ કરવી અને જેની સાથે એકતા માની લીધેલ હોય પરંતુ

ખરેખરી રીતે તો સ્વરૂપથી જુદાઈ હોય તેની નિવૃત્તિ કરવી, એજ માનવ જીવનનો મુખ્ય ઉદ્દેશ્ય છે.

જો કે જે 'છે' તે કદી પણ અપ્રાપ્ત હોતું નથી, પરંતુ 'નથી' અર્થાત્ વસ્તુ વિષય વગેરે જેની સાથે એકતા માની લીધેલ હોય છે, તે વસ્તુ વિષય વગેરેની આસક્તિથી, જે વસ્તુતાએ તો પ્રાપ્ત છે તે અપ્રાપ્ત જેવું દેખાય છે, અને જે પ્રાપ્ત નથી અર્થાત્ જેની પ્રાપ્તિનો સંભવ નથી તે પ્રાપ્ત જેવું દેખાય છે. જ્યારે મનુષ્ય આત્મ-વિવેકના પ્રકાશમાં, એ વિપરીત ભાવથી પોતાને વિમુખ કરી લે છે ત્યારે તેનામાં જે 'છે' તેનો યોગ અને બોધ થાય છે અને તેમાં આપોઆપ પ્રેમ થઈ જાય છે. બસ એજ જે 'છે' તેની પ્રાપ્તિ છે. આ પ્રમાણે જે 'છે' તેની પ્રાપ્તિ અને જે 'નથી' તેનાથી નિવૃત્તિ, એજ માનવ જીવનની પૂર્ણતા છે.





# "સેવા"

સેવા એટલે ભાવના, કર્મ નહિ. એ કારણે દરેક પરિસ્થિતિમાં યોગ્યતા, રૂચિ અને શકિત પ્રમાણે સેવા થઈ શકે છે. સાચા સેવકની દૃષ્ટિમાં ન કોઈ 'અન્ય' છે ન તો કોઈ 'વિપરીત' છે. એટલા માટે સેવકનું હૃદય, સ્વભાવથી જ દુઃખિઓને જોઇને કરૂણિત અને સુખિઓને જોઈને પ્રસન્ન થઈ જાય છે. "કરૂણા" નો ભાવ, સુખ ભોગવવાની રૂચિને, અને 'પ્રસન્નતા' નો ભાવ ભિન્નતાને ગળી જાય છે. સુખ ભોગવવાની રૂચિનો અંત આવતાં જ, જે સુખ સામગ્રી સાંપડેલ હોય છે તે આપોઆપ દુઃખિઓને સમર્પિત થવા લાગે છે, અને ભિન્નતાનો અંત આવતાંજ કામનાઓ આપોઆપ શમી જાય છે.

એવો નિયમ છે કે કામનાઓની નિવૃત્તિમાં જ જીજ્ઞાસાની પૂર્તિ થવાનું અને પ્રેમની પ્રાપ્તિ થવાનું રહેલું હોય છે. શરીર અને વિશ્વ, વ્યક્તિ અને સમાજ, પ્રેમી અને પ્રેમાસ્પદ–એમાં સેવા, એકતા લાવે છે અને જુદાઈ ટાળે છે. સાચો સેવક, સુખ અન્યને આપીને દુઃખ પોતે અપનાવી લે છે. એવો નિયમ છે કે સુખ આપીને જં દુઃખ અપનાવાયું હોય, તે આપો આપ આનંદ રૂપ થઈ જાય છે. આ દૃષ્ટિએ "સેવક" "સેવા" બની જઇને સાધ્ય સાથે એકતા પામી જાય છે.

સેવા તેજ કરી શકે છે કે જે કંઈ પણ પોતાનું હોવાનું ન માને. કંઈ પણ પોતાનું હોવાનું જે માને તે સેવા કરી શકતો નથી. જે સેવા કરી શકતો નથી તે પ્રીતિ પણ કરી શકતો નથી. જે સેવા કરી શકતો નથી તે પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરી શકતો નથી. એવો નિયમ છે કે પ્રાપ્ત પરિસ્થિતિના સદુપયોગ વિના, ન તો ઉચ્ચ પ્રકારની પરિસ્થિતિ પ્રાપ્ત થાય, ન તો પરિસ્થિતિઓથી પેલી પારનાં જીવનમાં પ્રવેશ થાય. એટલે, માનવ જીવનની સાર્થક્તા સેવામાં સમાયેલી છે. આ દૃષ્ટિએ, સાધન-યુક્ત જીવનનું, સેવા એક આવશ્યક અંગ છે.

પ્રકૃતિના નિયમ પ્રમાણે, બીજાઓ પ્રતિ જે કાંઈ કરવામાં આવે છે તે અધિકગણું થઈને આપો આપ પોતાના પ્રતિજ પરિણમે છે. આ દૃષ્ટિએ, બીજાઓની સેવામાં પોતાનું હિત રહેલું હોય છે. સેવા સ્વાર્થભાવને મટાડી દે છે; તે મટી જતાં જ નિષ્કામપણું આવી જાય છે; નિષ્કામપણું આવી જતાં જ દેહાભિમાન ગળી જાય છે અને પછી પોતપોતાથી જ પોતાના વાસ્તવિક જીવનનો અનુભવ ઘણી સુગમતાથી થઇ જાય છે. એટલું જ નહિ પણ, સેવાદ્વારા ભૌતિકવિકાસ પણ આપોઆપ થાય છે. કારણકે સેવકને સેવા વ્યાપક બનાવી દે છે, એટલે કે સેવક, સમાજના હૃદયમાં નિવાસ કરે છે. કારણ કે સેવકમાં સ્વાભાવિકરીતે



નિર્વૈરતા આવી જાય છે. નિર્વૈરતા આવતાંજ નિર્ભયતા, સમતા, મુદિતા વગેરે દિવ્ય ગુણો આપોઆપ આવવા લાગે છે.

હવે વિચાર એ કરવાનો છે કે સેવાનું સ્વરૂપ શું છે? સેવા બે પ્રકારની હોય છે. એક બાહ્ય અને એક આન્તરિક. બાહ્ય સેવાનો અર્થ એ છે કે પોતાને પ્રાપ્ત હોય તેવી વસ્તુ, યોગ્યતા, શક્તિ વગેરે દ્વારા, કોઈ પણ પ્રકારના પ્રત્યુપકારની ભાવના વિના, બીજા સર્વનું હિતકારી કાર્ય કરવું. પણ એ ત્યારે બનવા સંભવ છે કે જ્યારે આપણે, આપણને પ્રાપ્ત હોય તે વસ્તુ, યોગ્યતા, શકિત વગેરે આપણે પોતાના ન માનીએ, પરંતુ જેની સેવા કરવાનો શુભ અવસર મળ્યો હોય તેનાં માનીએ. કારણકે સૃષ્ટિ એક છે, તેમાં જુદારો કરવો તે પ્રમાદ છે. હવે, જો કોઈ એમ કહે કે જ્યારે કોઈ વસ્તુ પોતાની છેજ નહિ અને જેની સેવા કરવામાં આવે તેની છે ત્યારે તેના નામ પર સેવા કેવી રીતે થઈ શકે? તો કહેવું જોઈએ કે જે સાધનોથી બાહ્ય સેવા કરાય છે તે સાધનો જો કે એકજ સૃષ્ટિમાં જ અંતર્ગત થયેલ હોય છે, તો પણ જે પ્રમાણે શરીરનાં અવયવ પરસ્પર એક બીજા અવયવની સેવા કરે છે, તે પ્રમાણે, સૃષ્ટિનાં પ્રાપ્ત સાંધનો દ્વારા જ સૃષ્ટિની સેવા કરી શકાય. હા, એમ ખરૂં કે જ્યારે સેવાદ્વારા જુદાપણું ગળી જાય છે ત્યારે 'કરવું' તે આપોઆપ 'થવા'માં પરિણત થઈ જાય છે,

અને આપોઆપ આન્તરિક સેવા થવા લાગે છે. આંતરિક સેવાને માટે કોઈ બાહ્ય પ્રવૃત્તિની અપેક્ષા હોતી નથી. એ સેવામાંતો, સર્વહિતકારી ભાવના વ્યાપક બની જાય છે અને સહુ કોઇને સઘળું ય અપાય છે; એટલે કે ભાવના પ્રમાણે આવશ્યક વસ્તુ વગેરે અપોઆપ પ્રાપ્ત થવા લાગે છે. સર્વહિતકારી ભાવનાથી સર્વાત્મભાવ ઉત્પન્ન થાય છે, એટલે કે સેવક, સહુકોઇમાં આત્મભાવે પોતાને જ જુએ અનુભવે છે. પછી:'સેવક,' 'સેવા' અને 'સેવ્ય' માં એકતા થઈ જાય છે. આ છે સેવાની પરાકાષ્ટા.





# "સંઘ"

"સંઘ," ત્યાગ અને પ્રેમના આધાર પર હોય છે પરંતુ "સંગઠ્ઠન" રાગ અને દ્વેષના આધાર પર હોય છે. સુખની આશા અને દુઃખના ભય વશાત્ વ્યક્તિઓ સંગઠ્ઠિત થાય છે. બે જુદા જુદા વર્ગો, દેશો, પદ્ધતિઓ અને વિચારધારાઓમાં સંગઠ્ઠન સઘર્ષ પેદા કરીને વિજયી થવાની ભાવનાને પુષ્ટ કરે છે, જેની પ્રતિક્રિયા તરીકે કાયમી સંઘર્ષ અને ભેદ-ભાવનો જન્મ થાય છે. પરંતુ સંઘ, પોતાના અધિકારના ત્યાગ અને બીજાઓના અધિકારનું રક્ષણ કરવાની ભાવનાથી બને છે. સંઘ, વૈરભાવને નિર્વૈરભાવમાં, જુદારાને એકતાના ભાવમાં બદલી નાંખે છે, જેથી કરીને વ્યક્તિ અને સમાજમાં એકતા સ્થપાય છે, કારણ કે વ્યક્તિનું અસ્તિત્વ સમાજના અધિકારના સમૂહપર નિર્ભર હોય છે. પોતાના અધિકારનો ત્યાગ કરવો એજ વાસ્તવિક ત્યાગ છે અને બીજાઓના અધિકારનું રક્ષણ કરવું એમાં જ પ્રેમ સમાયેલો છે. આ દૃષ્ટિએ, ત્યાગ અને પ્રેમ, રાગ-દ્વેષનો અંત લાવીને, કાયમી શાન્તિ, નિર્વૈરતા તેમજ એકતા સ્થાપી શકે છે. બસ આજ "સંઘ" નો વાસ્તવિક અર્થ છે.



# સંઘના ઉદ્દેશ્ય

આજની માનવ સમાજની સામે બે જુદા જુદા પ્રકારની વિચારધારાઓ વચ્ચેનો સંઘર્ષ પડ્યો છે. જો કે બંનેનું લક્ષ્ય તો એકજ છે, પરંતુ, પરસ્પર સ્નેહની એકતાથી તે દૂર થતું જાય છે અને તેનું પરિણામ ઘણું જ ભયંકર અને દુ:ખદ હોવાનું સિદ્ધ થયું છે. એક વિચારધારા તો એવી છે કે આપણે સમાજથી વેગળા રહીને, એકાન્તિક જીવન દ્વારા આપણું કલ્યાણ સાધીએ. બીજી વિચારધારા એવી છે કે આપણે ભલેને આપણને માફક આવે તે રીતે રહીએ, પણ સમાજને સુંદર બનાવીને આપણને પોતાને સુખી બનાવીએ. પરંતુ આ બંને વિચારધારામાં એકતા લાવવી એજ સ્વાભાવિક ઉપયોગી વિચારધારા છે. એતો ત્યારે થવા સંભવ છે કે જ્યારે મનુષ્ય, આધ્યાત્મિકતા અને આસ્તિકતાથી પોતાના જીવનનું નિર્માણ કરે અને પોતાના આત્મ-વિશ્વાસ, સચ્ચારિત્ર્ય તેમજ વિવેકબળથી, બીજાઓની સેવાદ્વારા, સમાજને સુંદર બનાવવાને માટે પ્રયત્નશીલ રહ્યા કરે. જે પ્રમાણે સુંદર પુષ્પથી જ વાટિકા સુંદર બને છે તેજ પ્રમાણે સુંદર વ્યક્તિઓથી સમાજ સુંદર બને છે. આ



અત્યન્ત પરમ પવિત્ર ઉદ્દેશ્ય પાર પાડવા માટે જ "માનવ-સેવા-સંઘ" નો જન્મ* થયો છે.

સદરહુ ઉદ્દેશ્ય પાર પાડવા માટે સંઘના નિયમોનું મનન તેમજ અનુશીલન અત્યંત અનિવાર્ય છે.

ૐ

---

*ગીતા જયન્તી, માર્ગશીર્ષ શું ૧૧ સં. ૨૦૦૯, સને ૧૯૫૨ તા. ૨૭ મી નવેમ્બર.

# સંઘના નિયમો

૧ આત્મ-નિરીક્ષણ એટલે કે પ્રાપ્ત વિવેકના પ્રકાશમાં પોતાના દોષો જોવા.

૨ થઈ ગયેલ ભૂલ ફરીથી ન કરવાનું વ્રત લઈને સરળ વિશ્વાસપૂર્વક પ્રાર્થના કરવી.

૩ વિચારનો પ્રયોગ પોતપોતાના ઉપર અને વિશ્વાસનો પ્રયોગ બીજાઓ ઉપર કરવો, એટલે કે ન્યાય પોતપોતાના પરત્વે અને પ્રેમ તથા ક્ષમા બીજાઓ પરત્વે.

૪ જીતેન્દ્રિયપણું, સેવા ભગવચ્ચિંતન અને સત્યની ખોજ દ્વારા પોતાનું નિર્માણ.

૫ બીજાઓનાં કર્તવ્ય ને પોતાનો અધિકાર, બીજાઓની ઉદારતા ને પોતાનો ગુણ અને બીજાઓની નિર્બળતા ને પોતાનું બળ ન માનવું.

૬ પરિવારના કે જાતિના સંબંધ ન હોવા છતાં પણ કૌટુમ્બીક ભાવનાને અનુરૂપ જ અરસ્પરસના સંબોધન તથા સદ્ભાવ એટલે કે કર્મની જુદાઈ હોવા છતાં સ્નેહનીએકતા

૭ નજદીકની જનસમાજની યથાશક્તિ ક્રિયાત્મક રૂપે સેવા કરવી.

૮ શારીરિક હિતની દૃષ્ટિએ આહાર વિહારમાં સંયમ તથા દૈનિક કાર્યોમાં સ્વાવલંબન.

૯ શરીર શ્રમી, મન સંયમી, બુદ્ધિ વિવેકવાળી, હૃદય અનુરાગી અને ‘અહં’ને અભિમાન શૂન્ય બનાવીને પોતપોતાને સુંદર બનાવવા.

૧૦ સિક્કાથી વસ્તુ, વસ્તુથી વ્યક્તિ, વ્યક્તિથી વિવેક અને વિવેકથી સત્યને અધિક મહત્વ આપવું.

૧૧ વ્યર્થ ચિંતનનો ત્યાગ કરવો અને વર્તમાનના સદુપયોગ દ્વારા ભવિષ્યને ઉજ્જવળ બનાવવું.

---



# પહેલો નિયમ

**આત્મ નિરીક્ષણ એટલે પ્રાપ્ત વિવેકના પ્રકાશમાં પોતાના દોષો જોવા.**

આત્મ-નિરીક્ષણનો વાસ્તવિક અર્થ એ છે કે પોતે પોતાના નેતા બનવું. પોતાથી થએલા દોષોની નિવૃત્તિ કરવી તે પોતાના નિરીક્ષણનો સહુથી પહેલો ઉપાય છે. પોતાના નિરીક્ષણ વિના નિર્દોષતા આવવાનો સંભવ નથી, કારણ કે પોતાના વિવેકના પ્રકાશમાં જોવાએલ દોષ સુગમતાથી મટાડી શકાય છે.

પોતાનું નિરીક્ષણ કરતાંની સાથે, અસત્યની જાણકારી તેમજ સત્ય સાથે એકતા અને પ્રાપ્ત બળ તથા યોગ્યતાનો સદુપયોગ આપોઆપ થવા લાગે છે. જો આપણે અસત્યને જોઈ શકીએ નહિ અથવા સત્ય સાથે એકતા અને આપણાં કર્તવ્યનો પરિચય કરી શકીએ નહિ તો એમ સમજવું જોઈએ કે આપણે આપણા પોતાનું નિરીક્ષણ કર્યું નથી, એટલે કે આપણે અનન્ત પ્રભુની અહેતુકી કૃપાથી મળેલા વિવેકનો આદર કર્યો નથી, કારણકે વિવેકના આદરમાં જ આત્મ-નિરીક્ષણની પૂર્ણતા સમાયેલી છે. પોતાનું યથાયોગ્ય નિરીક્ષણ કર્યેથી કોઈ અન્ય ગુરૂ કે ગ્રન્થની આવશ્યકતા જ રહેતી નથી, કારણ કે જે પ્રકાશમાં સઘળું કાંઈ બની રહ્યું છે તેની અંદર અનન્ત જ્ઞાન તથા

અનન્ત શક્તિ ભરેલ હોય છે. પોતાનું નિરીક્ષણ કરતાં કરતાં મનુષ્ય તેની સાથે અભિન્ન થઈ જાય છે; જે વસ્તુતાએ સઘળું હોવા છતાં પણ, સઘળાંની પેલીપાર છે. આત્મ-નિરીક્ષણ આપણુને બળનો સદુપયોગ અને વિવેકનો આદર કરવાની પ્રેરણા આપે છે. બળના સદુપયોગથી નિર્બળતા, અને વિવેકના આદરથી અવિવેક મટી જાય છે.

પ્રત્યેક મનુષ્ય, પોતાનાથી વધારે બળ ધરાવનારાઓ પાસેથી તેમના બળનો કોઇને કોઇ પ્રકારે પોતાના સંબંધમાં સદુપયોગ થવાની આશા રાખે છે, પરંતુ તે પોતે નિર્બળો પ્રતિ પોતાના બળનો દુરૂપયોગ કરે છે. પ્રાપ્ત વિવેકનો આ અનાદર નહિ તો બીજું શું?

બળનો અર્થ તમામ પ્રકારનું બળ, એટલે કે તનનું બળ, ધનનું બળ, વિદ્યાનું બળ અને હુદ્દાનું અથવા અધિકારનું બળ વગેરે. ધનના દુરૂપયોગથી જ સમાજમાં નિર્ધનતા, વિદ્યા એટલે કે જ્ઞાન વિજ્ઞાન કળાના દુરૂપયોગથી અવિવેકની વૃદ્ધિ, શારીરિક બળના દુરૂપયોગથી હિંસા અથવા ચોરી, અધિકારના દુરૂપયોગથી વિરોધી શાસન,-એ રીતે અનેક દુર્ગુણો જન્મે છે અને વૃદ્ધિ પામે છે.

દરેક મનુષ્યને સ્વભાવથી જ પોતાનું રક્ષણ પ્રિય હોય છે, તેમ છતાં તે અહિંસક રહેવાને બદલે હિંસામાં પ્રવૃત્ત રહે છે, જેને લઈને હૃદય વૈરભાવથી ભરાઇ જાય છે અને તે જ સંઘર્ષનું મૂળ છે. એટલે, સંઘર્ષ મટાડવાને માટે,



દરેક ભાઈ-બ્હેને પોતાનું હૃદય વૈરભાવ રહિત કરવું જોઇશે. વૈરભાવથી રહિત થવાને માટે અહિંસક બનવાનું અત્યંત આવશ્યક છે. આત્મ-રક્ષણની પ્રિયતાનો વિવેક આપણુને અહિંસક બનવાની પ્રેરણા આપે છે- જે એક આનાદિ સત્ય છે; પરંતુ આજે તો આપણે વૈજ્ઞાનિક આવિષ્કારો દ્વારા હિંસાત્મક પ્રયોગોથી સંઘર્ષ મટાડવાનું વિચારી રહ્યા છીએ.- જે તદ્દન અસંભવ છે, કારણ કે વિવેકના અનાદરથી જ મનુષ્યના મનમાં સંઘર્ષ ઉત્પન્ન થયેલ છે. એટલા માટે જ જ્યાં સુધી વિવેકપૂર્વક મનનો સંઘર્ષ મટાડવામાં નહિ આવે ત્યાં સુધી સમાજમાં સંઘર્ષો કદી મટી શકશે નહિ-ભલે તે સંઘર્ષ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના હો, કૌટુમ્બિક હો, કે સામાજીક હો.

દરેક અપરાધી પોતાના પ્રતિ ક્ષમાની આશા રાખે છે, અને બીજાઓ દંડાય તેવી ગોઠવણુ ચાહે છે. પોતાના સંબંધમાં તો બીજાઓ અહિંસક, નિર્વૈર, ઉદાર, ક્ષમાશીલ, ત્યાગી, સત્યવાદી અને વિનમ્રતા આદિ દિવ્ય ગુણુ સંપન્ન હોવાનું તે ચાહે છે, પરંતુ એવા પ્રકારનો સદ્વ્યવહાર તે પોતે બીજાઓના સંબંધમાં કરતા નથી. પોતાના પ્રતિ મધુરતા ભર્યાં સન્માનની બીજાઓ પાસેથી આશા રાખે છે, પરંતુ પોતે બીજાઓ પ્રતિ અપમાન તેમજ કડવાશ ભરેલો અસદ્વ્યવહાર કરે છે- જે વસ્તુતાએ ભૂલ છે. તેનું પરિણામ એ આવે છે કે મનુષ્ય પોતાના પ્રતિ રાગી અને બીજાઓ

પ્રતિ દોષાથીં બની જાય છે–જે સઘળાં દુઃખનું કારણ હોય છે.

પોતાના પ્રતિ થતા અન્યાયને ધીરજથી સહન કરવામાં આવે અને જેનાથી અન્યાય થયો હોય તેને ક્ષમા કરવામાં આવે તો દ્વેષ પ્રેમમાં બદલાઈ જાય છે. આપણાથી થયેલ અન્યાયથી આપણને ઉદ્વેગ થાય અને જેના પ્રતિ અન્યાય થયો હોય તેની ક્ષમા માગી આપણે આપણા પોતા ઉપર ન્યાય કરી, શિક્ષા સ્વીકારીએ તો રાગ ત્યાગમાં બદલાઈ જાય છે.

જ્યારે રાગ અને દ્વેષ, ત્યાગ અને પ્રેમમાં બદલાઈ જાય છે ત્યારે અસંગપણું અને અભિન્નપણું એની મેળે આવી જાય છે. અથવા એમ કહો કે મુક્તિ અને ભક્તિ આપોઆપ પ્રાપ્ત થાય છે; આજ વાસ્તવિક આનંદ છે.

પોતાનું નિરીક્ષણ કરવાથી એમ પણ સ્પષ્ટ થાય છે કે જ્યારે આપણે રાગથી પ્રેરાઇને ઇન્દ્રિયો તરફ ગતિશીલ થઇએ છીએ, ત્યારે ઇન્દ્રિયથી ઉદ્‌ભવતા જ્ઞાનના આધારે, આપણને અનેક પ્રકારની વિષમતાઓનો ભાસ થાય છે, અને ઇન્દ્રિયથી ઉદ્‌ભવતા સ્વભાવમાં પ્રવૃત્ત થવાથી, આપણે ક્રિયાથી પરિણમતાં સુખની આસક્તિ, પરતંત્રતા, જડતા વગેરેમાં જકડાઈ જઇએ છીએ. એટલું જ નહિ પરંતુ છેવટે આપણે શક્તિહીનપણું અનુભવીએ છીએ અને સ્વાભાવિક વિશ્રામ એટલે કે નિવૃત્તિ અપનાવીએ છીએ. તેના પરિણામે,



શક્તિહીનપણું મટતું જાય છે અને પ્રયત્ન વિનાજ આવશ્યક શક્તિની પ્રાપ્તિ થાય છે.

શક્તિહીનતા, જડતા, વિષમતા વગેરે દુઃખોથી દુઃખ પામીને જો આપણે નિવૃત્તિથી સંઘરાયેલ શક્તિ ખર્ચી ન નાંખતાં, વિષયોથી વિમુખ થઇને, અન્તર્મુખ બની જઇએ, તો ભોગ યોગમાં બદલાઈ જાય છે, જડતા ચેતનામાં, વિષમતા સમતામાં, પરાધીનતા સ્વાધીનતામાં અને અનેકતા એકતામાં બદલાઈ જાય છે. પછી સ્વાભાવિક આવશ્યકતાની પૂર્તિ થાય છે અને અસ્વાભાવિક ઇચ્છાઓની નિવૃત્તિ થઇ જાય છે કે જે માનવની માંગ છે.

પોતાની વર્તમાન વસ્તુસ્થિતિનો યથાયોગ્ય તેમજ સ્પષ્ટ પરિચય પ્રાપ્ત કરવો એ જ વાસ્તવિક આત્મ–નિરીક્ષણ છે. તે વિના આપણે આપણને નિર્દોષ બનાવી શકતા નથી. દોષ દર્શનની દૃષ્ટિ મનુષ્ય સ્વભાવમાંજ રહેલી છે, પરંતુ પ્રમાદને કારણે મનુષ્ય તેનો ઉપયોગ પોતાના જીવન પર ન કરતાં, બીજાઓ પર કરવા લાગે છે, અને તેનું પરિણામ પણ ઘણુંજ ભયંકર અને દુઃખદ નીવડે છે. બીજાઓના દોષ જોવાથી મોટામાં મોટી હાનિ એ થાય છે કે મનુષ્ય પોતાના દોષ જોવામાં પ્રમાદી બની જાય છે અને મિથ્યાભિમાનમાં તણાઈ જઇને, પોતાના હૃદયમાં ઘૃણા ઉત્પન્ન કરે છે, જો કે હૃદય પ્રેમનું સ્થાન છે, ઘૃણાનું નહિ–પણ એતો ત્યારે બને કે જ્યારે મનુષ્ય બીજાઓના દોષ ન જોતાં

પોતાના દોષ જોવામાં સતત પ્રયત્નશીલ રહે. પોતાના દોષ જોવા અને બીજાઓના દોષ જોવા એમાં એક મોટું અંતર છે, તે એ કે બીજાઓના દોષ જોતી વખતે પોતે દોષો સાથે સંબંધ જોડી દે છે, જેથી કાલાન્તરે પોતે દોષી બની જાય છે, પરંતુ પોતાના દોષ જોવામાં તો આપણે પોતાને અસંગ કરીએ છીએ, જેથી નિર્દોષતા એની મેળે આવે છે, કે જે સહુને ગમે છે. એટલે નિર્વિવાદપણે એમ સિદ્ધ થાય છે કે દોષ દર્શનની દૃષ્ટિનો ઉપયોગ, કેવળ આપણે આપણા પોતાના જીવન પર કરવો જોઈએ, કોઈ બીજાના જીવન પર નહિં.

જો કે અનાદિ સત્ય તત્વ બીજ રૂપે દરેક મનુષ્યમાં રહેલું હોય છે, પરંતુ તેનો આદર ન કરવાથી, મનુષ્ય તે સત્યથી વિમુખ બની ગયેલ છે અને પરિવર્તનશીલ વસ્તુ, અવસ્થાઅને પરિસ્થિતિઓમાં ફસાઈ જઈને મનુષ્યે પોતપોતાને દીન હીન અભિમાની અને પરતંત્ર બનાવી દીધેલ છે. આ દુઃખદાયી બંધનથી છુટકારો મેળવવા માટે એ અનિવાર્ય બની જાય છે કે મનુષ્યે પ્રાપ્ત વિવેકના પ્રકાશમાં ( જે શાશ્વત્ સત્ય છે ) પોતાની અવસ્થાનું નિરીક્ષણ કરવું અને વસ્તુ, અવસ્થા વગેરેથી મોકળા રહીને દુરાચારને. સદાચારમાં ફેરવી નાખીને પોતે નિર્વિકારી બનવું.

એવો દરેક મનુષ્યનો અનુભવ છે કે દૃશ્ય પદાર્થનો સંબંધ સુખ દુઃખમાં ફસાવે છે અને દૃશ્યથી અસંગ થવાથી



કોઈ પણ પ્રકારનું દુઃખ રહેતું નથી. પ્રિયમાં પ્રિય વસ્તુઅથવા વ્યક્તિ સાથે સંબંધ સ્વીકાર્યો છતાં, મનુષ્ય તેનાથી પોતાને અલગ કરવાનું ચાહે છે, કારણ કે સર્વથા અલગ થયા વિના, સ્વભાવથી જ પ્રિય છે તેવી શાશ્વત્ શાંતિ અને શક્તિ મનુષ્ય પ્રાપ્ત કરી શકતો નથી. એ નિર્વિવાદ સિદ્ધ થયેલી બાબત છે કે પ્રિયમાં પ્રિય પ્રવૃત્તિથી થાકીને દરેક મનુષ્ય ગાઢ નિદ્રા માટે વ્યક્તિ વસ્તુ વગેરેથી અલગ થવાનું ચાહે છે. સુષુપ્તિમાં જો કે કોઈ પણ પ્રકારનું વૈષમ્ય અને દુઃખ રહેતું નથી, તો પણ તે અવસ્થાથી પણ, મનુષ્ય પોતાથી ઉપરામ પામી જાય છે, અને કોઈ એવા જીવનની ખોજ કરે છે કે જેમાં સુષુપ્તિની જેમ સમાન સામ્યભાવ તથા દુઃખ રહિત પણું તો હોય, પરંતુ સંજ્ઞા શૂન્યપણું ન હોય. એવી સ્થિતિ પ્રાપ્ત થયેથી, જ્યારે મનુષ્ય એમાં પણ ઉત્થાન જુએ છે ત્યારે ઉત્થાન રહિત, અલૌકિક, અનંત નિત્ય ચિન્મય જીવનને માટે તે વ્યાકુળ બને છે, એટલે કે તે નિર્વિકલ્પ જ્ઞાનની સ્થિતિ ઝંખે છે કે જે સઘળી અવસ્થાઓની પેલીપારનું અને સ્વતઃ સિદ્ધ જીવન છે. આવાં સ્વયં સિદ્ધ અનંત જીવનની રૂચિ માનવ માત્રમાં સ્વભાવથી જ હોય છે. તેને માટે સઘળી અવસ્થાથી અલગ થવાનું અનિવાર્ય છે. અવસ્થાઓથી અલગ થતાં જ, અવસ્થાઓની પેલીપારનાં જીવનનો અનુભવ થઈ જાય છે.

આત્મ-નિરીક્ષણ એજ વાસ્તવિક સત્સંગ, સ્વાધ્યાય

અને અધ્યયન છે, કારણ કે આત્મ-નિરીક્ષણ વિના, મનુષ્ય પોતાનામાં જે સત્ય તત્ત્વ અને જ્ઞાન નિરંતર રહેલું જ છે તેને પામી શકતો નથી. એટલે આત્મ-નિરીક્ષણદ્વારા જ આપણે વાસ્તવિક સત્ય તત્ત્વ તેમજ જ્ઞાનની પ્રાપ્તિ કરી શકીએ છીએ.

આત્મ-નિરીક્ષણ કરવાથી જે વિવેક વડે અસત્ય જોવાય છે તેજ વિવેક મનુષ્યને સત્યની સાથે ઓતપ્રોત કરી શકે છે. અને એમ થતાં અસત્યથી નિવૃત્તિ થવાનો ઉપાય પ્રાપ્ત થાય છે. આત્મ-નિરીક્ષણ વિના કોઈ પણ સદ્ગ્રન્થ અને સદ્ગુરૂથી મળતો પ્રકાશ મનુષ્યને કામ આવતો નથી. એ તો કેવળ મગજનો સંગ્રહ બની જાય છે,- જે નક્શા પર દોરાયેલી નદી બરાબર છે. અપણને વાસ્તવિકતા સુધી પહોંચાડવામાં નક્શો એ જરૂર એક સાધન છે. પરંતુ નક્શો જોઈને સંતોષ પામવાથી તો જળનું એક ટીપું પણ મળે નહિ અને પ્યાસ ટળે નહિ.

આત્મ-નિરીક્ષણની સાથે સાથે જ આપણે સદ્ગ્રન્થ તથા સત્પુરૂષથી મળતા પ્રકાશનો ઉપયોગ કરવો જોઇએ આત્મ-નિરીક્ષણદ્વારા જ્યારે આપણે આપણી તમામ પ્રિયતાઓ જાણી લઇએ ત્યારે પછી આપણાથી કોઇ એવી ચેષ્ટા બનેજ નહિ કે જેની અંદર બીજાઓનું પ્રિય તથા હિત સમાયેલું ન હોય.

જ્યારે આપણે પ્રાપ્ત વિવેકના પ્રકાશમાં આપણી



પોતાની વર્તમાન વસ્તુસ્થિતિ ઝીણવટથી તપાસીએ ત્યારે આપણામાં રહેલી ભોગોની ઈચ્છાઓ એટલે કે ઈન્દ્રિયજનિત વૃત્તિમાં પ્રવૃત્તિ તથા વાસ્તવિક સ્વાધીનતા એટલે કે વસ્તુ, અવસ્થા તેમજ પરિસ્થિતિઓથી પર એવાં જીવનની અભિલાષા - એમ બંને બાબતો આપણે જોઈએ છીએ. જેને ભોગની ઈચ્છા કહેવામાં આવે છે તેની ઉત્પત્તિ એક માત્ર વિષય સાથે મમત્વ જોડવાથી અથવા વિષય પોતાના માની લેવાથી થાય છે. જો કે વિષય સાથે મારાપણું જોડવું તે આત્મ-જ્ઞાનથી વિપરીત છે તેમ છતાં આ આત્મ જ્ઞાનનો અનાદર કરીને, 'આ' દશ્ય જગત્ સાથે તદ્રુપ બની જઇને આપણે આપણને ભોગવાસનાઓમાં ફસાવીએ છીએ.- જે સઘળાં દુઃખોનું મૂળ છે.

આ શરીરને હું એમ માની લેવાથી તો આ શરીરનું સત્યપણું દૃઢ થાય છે અને આ શરીરને મારૂં માની લેવાથી, તેના પ્રતિ પ્રિયતા ઉત્પન્ન થાય છે અને તે ધીરે ધીરે કાલાન્તરે આસક્તિનું રૂપ ધારણ કરી લે છે. આ શરીરનાં સત્ય અને પ્રિયપણામાં ફસાઇને મનુષ્ય પોતાના વાસ્તવિક જીવનથી વિમુખ થઈ જાય છે. આ શરીર ન રહેવાથી પણ જે રહે છે અથવા જ્યારે આ શરીર નહોતું ત્યારે પણ જે હતું અને જેના પ્રકાશથી આ શરીર પ્રકાશિત થાય છે તે જ વસ્તુતાએ મનુષ્યનું પોતાનું નિત્ય અનંત જીવન છે. તે નિત્ય જીવનના અનુભવ વિના કોઈને પણ

ચિર શાંતિ તેમજ સ્થાયી પ્રસન્નતા મળી શકતાં નથી, એ નિર્વિવાદ સિદ્ધ છે.

જો મનુષ્ય આત્મ-વિવેકના પ્રકાશથી આ શરીરને હું તરીકે સ્વીકારે નહિ તેમજ આ શરીરને પોતાનું માને નહિ તો સ્વાભાવિકપણે નિર્વાસના આવી જાય છે, કારણ કે પછી મર્યાદિત અહંભાવ બિલકુલ રહેતો નથી, સાથે સાથે ભક્તોનો જે ભગવાન છે, તત્ત્વવેત્તાઓનું જે આત્મ સ્વરૂપ છે, યોગીઓનો જે યોગ છે અને સહુ કોઇનું જે સર્વસ્વ છે તેની સાથે અભિન્નપણું થઈ જાય છે.

આ શરીર અને 'હું' એનું પૃથક્કરણ કરવું, તે જે 'છે' તેની સાથે અભિન્ન કરવાનો ઉપાય છે. જેવી રીતે હળદર અને ચુનો મેળવવાથી લાલાશ ઉત્પન્ન થાય છે અને બંનેને જુદાં પાડવાથી લાલાશ મટી જાય છે, તેવી રીતે આ શરીર અને 'હું' ને જુદાં પાડી દેવાથી હું અને મારૂં એ જાતની લાલાશ સદાને માટે મટી જાય છે અને કેવળ અનંત નિત્ય જીવન જ બાકી રહે છે. જે વસ્તુતાએ માનવની માંગ છે.

ભૌતિકવાદી 'હું' અને 'તે' ને આ ( શરીર ) માં વિલીન કરીને જડતામાં ફસાઈ જાય છે. આસ્તિકવાદી 'આ' અને 'હું' ને 'તે' માં વિલીન કરીને દિવ્ય ચિન્મય બની જાય છે અને અધ્યાત્મવાદી 'આ' અને 'તે' ને 'હું' માં વિલીન કરીને અભેદ પામી જાય છે.



ભૌતિકવાદ વાસનાઓમાં ફસાવે છે. આસ્તિકવાદમાં કેવળ પ્રેમજ પ્રેમ અવશેષ રહે છે. અધ્યાત્મવાદ પોતાનામાં સઘળું કંઈ સમાવી દે છે. ભૌતિકવાદ દેહાભિમાનને પુષ્ટ કરે છે અને, મનુષ્યને કર્મજાળમાં ફસાવી સુખી દુઃખી બનાવે છે. આસ્તિકવાદ મનુષ્યને સુખ દુઃખની પેલી પાર અખંડ અનંત રસ પમાડે છે અને અધ્યાત્મવાદ મનુષ્યને અખંડ એકરસ પમાડે છે.

ભૌતિકવાદની પરાકાષ્ટા, આસ્તિકવાદ અથવા અધ્યાત્મ-વાદને જન્મ આપે છે.

જ્યાં સુધી વસ્તુઓનું વાસ્તવિક સ્વરૂપ જ્ઞાન મનુષ્ય પામે નહિ અથવા એમ કહો કે "વસ્તુઓ" ની પેલીપારનાં જીવન પર મનુષ્ય વિશ્વાસ કરે નહિ અથવા એમ કહો કે "વિશ્વ" થી મળેલ વસ્તુઓ "વિશ્વ" ને સમાર્પિત કરી દે નહિ અર્થાત્ મનુષ્ય જ્યાં સુધી 'સમાજ' નો રૂણી રહે ત્યાં સુધી તે ભૌતિકવાદમાં ફસાયેલો રહે છે.

સારી સૃષ્ટિ "આ" ના અર્થમાં આવી જાય છે. જગત્ રૂપી સાગરનું શરીર એક બિન્દુ માત્ર છે. એટલે શરીર રૂપી બિન્દુને જગત્ રૂપી સાગરની સેવામાં લગાવી દેવું એજ શરીરનો સર્વોત્તમ સદુપયોગ છે, કારણ કે વ્યક્તિગત જીવન સમાજના અધિકારોનો સમૂહ માત્ર છે, બીજું કશું નહિ. જ્યારે મનુષ્ય સમાજના અધિકારોનું રક્ષણ

કરતાં કરતાં, પોતાના અધિકારને ભૂલી જાય ત્યારે આસ્તિક-વાદ અથવા અધ્યાત્મવાદમાં તેનો આપોઆપ પ્રવેશ થઈ જાય છે. પછી ઘણી સુગમતાથી "આ" અને "હું" વચ્ચેનું પૃથકકરણ થઈ જાય છે. અધિકાર લોલુપતાને કારણે જ મનુષ્ય "આ"માં ફસાઈ ગયેલો હોય છે. જો મનુષ્ય પ્રાપ્ત વિવેકના પ્રકાશમાં એવી સઘળી ઈચ્છાઓનો અંત કરી દે કે જેની અંદર સમાજનું હિત અથવા પ્રસન્નપણું સમાયેલાં ન હોય તો ઘણી સુગમતાથી તેનું મન નિર્વિકલ્પ થઈ જાય છે. મન નિર્વિકલ્પ થતાંજ બુદ્ધિ સમભાવી બની જાય છે. બુદ્ધિ સમભાવી થતાં જ આવશ્યક શક્તિનો વિકાસ થાય છે. પછી મનુષ્ય પોતાની સ્વાભાવિક લાલસાઓને સંતોષીને કૃતકૃત્ય થઈ જાય છે. તેનું જીવન નિર્વાસના, નિર્વૈરતા, નિર્ભયતા, સમતા, મુદિતા વગેરે ગુણોથી પરિપૂર્ણ થઈ જાય છે અથવા એમ કહો કે તે પોતાનું નિર્માણ કરી લે છે. આ પ્રમાણે વ્યક્તિના નિર્માણથી સુંદર સમાજનું નિર્માણ આપોઆપ થવા લાગે છે. એટલા માટે આત્મ-નિરીક્ષણ દ્વારા પોતાને નિર્દોષ બનાવવાનું અત્યંત જરૂરનું છે.

આત્મ-નિરીક્ષણ કરવાથી આપણને એ ઘણી સારી રીતે સમજાઈ જાય છે કે પ્રાપ્ત શક્તિનો સદ્‌વ્યય કરવો એ મનુષ્યને સ્વભાવથી જ ગમે છે, કારણ કે જ્યારે આપણી સાથે કોઈ વ્યવહાર કરે અને તેમાં કોઈપણ પ્રકારનો દોષ હોય ત્યારે આપણે તેના તે વ્યવહારને ઉચિત માનતા નથી,



તેમ છતાં એવો જ વ્યવહાર આપણે પોતે પ્રમાદ વશ થઇને બીજાઓ પ્રતિ કરી બેસીએ છીએ.

મિથ્યા, કડવું, અને જરૂર કરતાં વધારે અથવા ઓછું બોલાય એ કોઇને પણ ગમતુ નથી, આપણે એવી આશા રાખીએ છીએ કે આપણી સાથે જે કોઈ બોલે તે પ્રિય, સત્ય, હિતકર અને જરૂર પ્રમાણે બોલે. બોલવાના સંબંધમાં, આ પ્રકારનું જ્ઞાન આપણને કોઇએ શીખવેલું હોતું નથી. આપણા પોતામાં જ એ રહેલું છે. બોલવાની શક્તિનો સદ્‌વ્યય કરવાથી વાણીમાં સત્યતા આવી જાય છે. તેના શબ્દોનો પ્રભાવ આપોઆપ પડવા લાગે છે; તે એટલે સુધી કે બોલાએલ વાકયો પર, પ્રકૃતિ પણ કાર્યો કરવા લાગે છે. આવો યથાર્થ બોલનારાઓનો અનુભવ છે.

એ પ્રમાણે આપણે પ્રત્યેક ઇન્દ્રિયના વ્યવહાર ઉપર આત્મજ્ઞાનના પ્રકાશમાં યથાયોગ્ય દૃષ્ટિથી આત્મ-નિરીક્ષણ કરતા રહેવું જોઇએ કે જેથી ઇન્દ્રિયોની શક્તિનો દુર્વ્યય ન થાય. પણ એ ત્યારેજ થઇ શકે કે જ્યારે મનમાં એવાજ સંકલ્પો ઉત્પન્ન થાય કે જે શુદ્ધ હોય અને જેનો સંબંધ વર્તમાન પરિસ્થિતિ સાથે હોય, એટલે કે બિન જરૂરી અને અશુદ્ધ સંકલ્પોનો ત્યાગ કરવાથીજ ઇન્દ્રિયોના વ્યાપાર શુદ્ધ થઈ શકશે. એનું પરિણામ એવું આવશે કે આવશ્યક સંકલ્પો સંતોષાશે અને બિન જરૂરી સંકલ્પોની નિવૃત્તિ આપોઆપ થઇ જશે, એટલે કે મનમાં નિર્વિકલ્પતા આવી

જશે. મનમાં નિર્વિકલ્પતા આવતાંજ, મનની દ્વારા જે શક્તિઓ ઇન્દ્રિયો તરફ ઢળતી હતી તે બુદ્ધિ તરફ ઉંચે ચડીને બુદ્ધિમાં વિલીન થઈ જશે. પછી બુદ્ધિ સમાન ભાવી થઇને એ અનંત જ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત બનશે. પછી એ બુદ્ધિ, મન ઇન્દ્રિય વગેરેને શુદ્ધ પ્રકાશ આપીને વ્યવહારમાં સુંદરતા આપી શકે છે.

જ્યાં સુધી બુદ્ધિદ્વારા મળેલ વાસ્તવિક પ્રકાશનો મન અને ઇન્દ્રિયોથી અનાદર થતા રહે તેમજ આપણે ઇન્દ્રિયોના એવા વ્યાપારનું સમર્થન કરતા રહીએ કે જે બુદ્ધિના પ્રકાશથી રહિત હોય ત્યાં સુધી આપણી ચેષ્ટાઓમાં દોષ આવ્યા કરે છે. બસ, આત્મ-નિરીક્ષણ ન કરવાથી આજ ભૂલ થાય છે. આપણી બુદ્ધિ બીજાઓનું નિરીક્ષણ કરવામાં તો ઘણી કુશળ હોવાનો આપણને પરિચય કરાવે છે, પણ એ કુશળતાનો ઉપયોગ આપણે આપણા મન, ઇન્દ્રિય વગેરેનું નિરીક્ષણ કરવામાં કરવો જોઇએ.

આપણે જેની સાથે રહીએ છીએ તેની વાત પર વિશ્વાસ ન કરતાં, આપણે પોતાનો વિશ્વાસ ખોઈ બેસીએ છીએ અને દુઃખી બનીને કહેવા લાગીએ છીએ કે અમારી વાતપર કોઈ વિશ્વાસ કરતું નથી. આ પ્રમાણે પરસ્પરમાં અવિશ્વાસ હોવાથી, ઘણી ભયંકર વિપરીત સ્થિતિ ઉત્પન્ન થાય છે. જીવન, કલેશનું કેન્દ્ર બની જાય છે. આપણું પોતાનું અસત્ય સત્ય જેવું અને બીજાઓનું સત્ય અસત્ય જેવું



ભાસવા લાગે છે. તેથી કરીને જીવનમાં ભિન્નતા, નીરસતા તેમજ ઉત્સાહહીનતા વગેરે અનેક વિકારો ભરાઈ જાય છે. આ ભયંકર પરિસ્થિતિનું પરિવર્તન કરવાને માટે આપણે આપણી પ્રત્યેક ચેષ્ટાદ્વારા, સત્યતા, મધુરતા પ્રિયતા તેમજ હિત-ચિન્તકતાનો પરિચય આપવો જોઇએ અને આપણા સાથીઓના અસત્ તથા કડવાશ ભરેલા વ્યવહાર પર નજર ન કરતાં તેઓની ઈચ્છા મુજબ જે તેઓ કહે તે સાંભળી લેવું જોઇએ કે જેથી કરીને તેઓને એવો વિશ્વાસ બેસે કે તેઓની વાત હર્ષપૂર્વક સંભળાય છે. થોડા જ દિવસોમાં આપણા સાથી પોતાની મેળે પોતાનો સ્વભાવ બદલવા માંડશે. જો કે આપણે કોઈનાં પણ અસત્યનું અનુસરણ કરવાનું નથી તો પણ બીજાઓના કથનનો આપણાં સત્યની સમાન આદર કરવો જોઇએ, કારણ કે કોઇના પણ અસત્યને અસત્ય કહેવાનો આપણને અધિકાર જ નથી. જો કોઈ પોતાના અસત્યને સત્ય તરીકે પ્રકાશિત કરે તો આપણે તે હર્ષપૂર્વક સાંભળી લેવું જોઇએ. તેનો અનાદર પૂર્વક કડવાશ ભરેલો ઉત્તર દેવો જોઇએ નહિ. તેનું પરિણામ એ આવશે કે તેનું અસત્ય તેને પોતાથી જ દેખાવા લાગશે. પછી તે મનુષ્ય પોતાથી વિવશ બનીને અસત્યનો ત્યાગ કરવા લાગશે; કારણ કે અનાદરના ભયથી જ મનુષ્ય અસત્યને સત્ય ઠરાવવાનો પ્રયત્ન કરે છે. આપણી સાથેનો વ્યવહાર કરનાર જ્યારે સ્વભાવથી આપણા સમક્ષ આપણા સત્યનો અનાદર

અને પોતાના અસત્યનું પ્રતિપાદન કરવા માંડે, તે પ્રસંગે જો આપણે પ્રતિવાદ કરવા માંડીએ, તો તેથી પરસ્પરમાં સંઘર્ષ ઉત્પન્ન થઈ જાય છે. તેથી જો આપણને સત્યનું સારૂં એવું દર્શન થઈ ગયું હોય તો એમ કરવું જોઈએ કે આપણા સાથીના અસત્યને અસત્ય તરીકે કહેવાને બદલે તેને સત્ય જોવાની દૃષ્ટિ આપીએ કે જેથી તે પોતાથી અસત્યને જોઇને પોતાને સત્યાર્થી બનાવવા માટે તત્પર થઈ જાય. આત્મ-નિરીક્ષણ કરવાથી આપણને એવો પ્રકાશ પણ મળે છે કે ન્યાય અને પ્રેમથી જ પરસ્પરમાં એકતા, પ્રિયતા તેમજ મધુરતા સુરક્ષિત રહી શકે છે. પરંતુ ન્યાય આપણા પોતા પ્રતિ અને પ્રેમ બીજાઓ પ્રતિ કરવો જોઇશે. આપણા પોતાના ઉપર ન્યાય કરવાથી, નિર્દોષતા આવી જાય છે અને બીજાઓ ઉપર પ્રેમ કરવાથી સ્નેહની એકતા તેમજ સ્વરૂપના અભેદનો અનુભવ થવા લાગે છે. ન્યાયનો વાસ્તવિક અર્થ છે બળનો સદુપયોગ અને પ્રેમનો વાસ્તવિક અર્થ એ છે કે આપણા પોતાના અધિકારને ભૂલી જઇને બીજાઓના અધિકારનું રક્ષણ કરતાં કરતાં, બુરાઇનો ઉત્તર ભલાઇથી દેવામાં પ્રસન્નતાનો અનુભવ કરવો. કારણ કે પ્રેમ કોઈ પણ પ્રકારનો ભેદ અને અંતર રહેવા દેતો નથી. વાસ્તવિક એકતાનો અનુભવ થઈ જવાથી, મનુષ્ય ઘણી જ સુગમતાથી બુરાઈનો ઉત્તર ભલાઇથી આપી શકે છે. જેવી રીતે દાંતોથી જો જીભ કચડાઈ જાય તો જીભ દાંતોને તોડી નાંખવાની



વાત વિચારતી નથી, એટલું જ નહિ પણ દાંતોમાં જો કાંઈ ભરાઈ રહેલું હોય તો તે કાઢી નાંખવાને માટે પ્રયત્ન કરે છે.

આત્મ-નિરીક્ષણથી આપણને એ પ્રકાશ પણ મળે છે કે સુખનું વિતરણ કરવા માટે અને દુઃખને અપનાવી લેવા માટે સહુ કોઈની સાથે એકતા સ્થાપિત કરવી જોઇએ; કારણ કે આપણે આપણાં દુઃખ મટાડવાને માટે આપણાથી વધારે સુખી હોય તેના પર મીટ માંડતા રહીએ છીએ. આપણને મળેલાં સુખદ્વારા, આપણાથી વધારે દુઃખી હોય તેવાઓની આશા પુરી કરવામાં પાછીપાની કર્યા કરવી એજ પ્રમાદ છે. આ પ્રમાદ ટાળવાને માટે, વિવેકનો આદર કરવો એજ મહામંત્ર છે. આપણા અનુભવમાં આવેલ જ્ઞાનનું નામ જ વિવેક છે. શીખવાથી મળેલ જ્ઞાનનું નામ વિવેક નથી. એતો માત્ર મસ્તિષ્કનો સંગ્રહ છે.

આત્મ-નિરીક્ષણ કરવાથી એવો અનુભવ પણ થાય છે કે પ્રવૃત્તિને અંતે નિવૃત્તિ અને નિવૃત્તિને અંતે પ્રવૃત્તિ, પોતાની મેળે પમાવા લાગે છે, પરંતુ રાગવાળી પ્રવૃત્તિ પ્રમાદવશ વાસનાઓની જાળમાં ફસાવે છે, જેના પરિણામે મનુષ્ય અનેક ઉચ્ચનીચ યોનિઓ પ્રાપ્ત કરીને અનેક પ્રકારનાં સુખ દુઃખ ભોગવ્યા કરે છે, એટલે આનંદથી વિમુખ થઈ જાય છે– જો કે વસ્તુતાએ આનંદ સાથે જાતીય અને સ્વરૂપની એકતા છે અને સુખ દુઃખની સાથે કેવળ માની

લીધેલ એકતા હોય છે. કામનાની ઉત્પત્તિમાં દુઃખ અને પૂર્તિમાં સુખપ્રતીત થાય છે. કામનાઓની ઉત્પત્તિનું મૂળ કારણ શરીર સાથે એકતા માની લેવી એ છે- જે વાસ્તવમાં ભૂલ છે; કારણ કે જેને આપણે આપણાથી ભિન્ન જાણીએ તેને આપણે આપણું સ્વરૂપ માની લેવું અર્થાત્ તેની સાથે આત્મીયપણાનો સ્વીકાર કરવો એ પ્રમાદ સિવાય બીજું કશું નથી,

જે વિવેકથી પ્રમાદને પ્રમાદ તરીકે જાણવામાં આવે છે તે વિવેકથી પ્રમાદનો અંત લાવી શકાય છે; અર્થાત્ વિવેકદ્વારા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ એ ત્રણે શરીરોથી અસંગ થવાની સાથે જ નિર્વાસના આવી જાય છે, વાસનાઓનો અંત આવી ગએથી, રાગ ત્યાગમાં બદલાઈ જાય છે. એમ થાય છે ત્યારે પ્રેમાસ્પદના નાતાની રૂએ માત્ર પ્રેમાસ્પદની પ્રસન્નતા માટે જ સઘળી સ્વાર્થ રહિત હિતકારી પ્રવૃત્તિ થવા માંડે છે. પ્રેમીને સહુનામાં પોતાનાં પ્રિયતમનું દર્શન થવા લાગે છે, એટલે કે એવો અનુભવ થાય છે કે જે કાંઈ છે તેમાં પોતાનો પ્રિયતમ જ રહેલ છે, બીજુ કશું નહિ. વાસના રહિત નિવૃત્તિ આવી જવાથી તો આપોઆપ એવું ભાન થાય છે કે પ્રેમાસ્પદથી ભિન્ન કદીપણ કશું હતું જ નહિ; એ અવસ્થામાં, શરીરદ્વારા થતી પ્રવૃત્તિઓ આપોઆપ સ્વાર્થ રહિત, સર્વહિતકારી અને સદ્‌ભાવનાથી પ્રેરાએલી થવા લાગે છે. સ્વાર્થ રહિત: સર્વહિતકારી પ્રવૃત્તિ



સામાજના અધિકારોને સુરક્ષિત રાખે છે અને બદલામાં કંઈ પણ લેવાની રૂચિ રહેવા દેતી નથી. સ્વાર્થ રહિત થવાની સાથે જ કોઈપણ પ્રકારનો ઉપભોગ કરવાનો રહેતો નથી અને ઉપભોગનો અંત આવતાં જ મનુષ્ય પોતાનામાં જ પોતાના પરમ પ્રેમાસ્પદનો અનુભવ કરી કૃતકૃત્ય બની જાય છે. એટલે એ નિર્વિવાદપણે સાચું છે કે વાસના રહિત નિવૃત્તિ અને સર્વહિતકારી પ્રવૃત્તિ, એ બંને આદરવા અને અનુકરણ કરવા યોગ્ય છે.

સર્વહિતકારી પ્રવૃત્તિ અને વાસના રહિત નિવૃત્તિ એ બન્નેય માનવ જીવનની મુખ્ય સાધનાઓ છે. જીવન આ બે વિભાગોમાં વ્હેંચાઈ જવું જોઇએ. જે એક તત્ત્વના પ્રકાશથી આ બંને સાધનાઓ પ્રકાશ પામે છે તે એક તત્ત્વ સહુ કોઈનુ સઘળુંય છે અને તે તત્ત્વથી સહુની અભિન્નતા થઈ શકે છે.

વાસનાવાળી નિવૃત્તિ અને સ્વાર્થવાળી પ્રવૃત્તિ તો તમામ રીતે નિંદનીય છે; કારણ કે વાસનાવાળી નિવૃત્તિ, મનુષ્યને મિથ્યાચારી અને સ્વાર્થવાળી પ્રવૃત્તિ, મનુષ્યને વિષયાસક્ત બનાવી દે છે. વાસના વિનાની નિવૃત્તિ મનુષ્યને ભેદમાંથી અભેદ પ્રતિ અને સ્વાર્થ વિનાની પ્રવૃત્તિ મનુષ્યને ભિન્નતામાંથી અભિન્નતા તરફ પ્રેરી જાય છે. અભિન્નતા સ્વાર્થને ગળી જઇને સાધકને સાધ્ય સાથે એકાકાર કરી

દે છે. આ પ્રમાણે વાસના વિનાની નિવૃત્તિ, દેહાભિમાનને ગળી જઈને, સાધકને પોતાના લક્ષ્યમાં સ્થિર કરીને અભેદ પમાડી દે છે. પછી તેના જીવનમાં કોઈ પણ પ્રકારનો અભાવ રહેતો જ નથી, અર્થાત્ 'આ' (જગત્) 'તે' (પરમાત્મા) અને 'હું' એ ત્રણેની વાસ્તવિક એકતા થઈ જાય છે.

આત્મ-નિરીક્ષણ કરવાથી એવું ભાન પણ થાય છે કે પ્રાપ્ત હોય તેનો અનાદર અને અપ્રાપ્તનું ચિન્તન કર્યા કરવાથી, પ્રાપ્ત શક્તિનો દુરૂપયોગ થાય છે, સદુપયોગ નહિ. વર્તમાનનો આદર પૂર્વક સદુપયોગ ન કરવાથી આગળ પાછળનું ફોગટ ચિંતન થવા લાગે છે, જેના પરિણામે સાર્થક ચિંતન ઉત્પન્ન જ થવા પામતું નથી. સાર્થક ચિંતન વિના, જે પરમ તત્વ કેવળ સ્મરણ, ચિંતન તેમજ ધ્યાનથી જ પમાય છે તેના તરફ પ્રગ્રતિ થઈ શકતી નથી. જ્યાં સુધી સઘળી અવસ્થાઓ, વસ્તુઓ તેમજ પરિસ્થિતિ-ઓથી પેલી પાર છે એવાં અનંત જીવનને મનુષ્ય પ્રાપ્ત કરી લેતો નથી ત્યાં સુધી તે કોઈને કોઈ ચિન્તનમાં લાગ્યો જ રહે છે. એવાં જીવનનો અનુભવ કરવાને માટે તો આપણે તમામ પ્રકારના ચિન્તનથી રહિત થવું જ પડશે. જેવી રીતે સ્વાર્થભાવ મટાડવાને માટે સેવાભાવ અનિવાર્ય છે એવી રીતે વ્યર્થચિન્તન મટાડવાને માટે સાર્થક ચિન્તન પણ અત્યંત જરૂરનું છે. જ્યાં સુધી અપ્રાપ્ત પરિસ્થિતિથી



નિરાશ બનીને પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવામાં ન આવે ત્યાં સુધી ફોગટ ચિન્તન થવું એ સ્વાભાવિક જ છે. પ્રાપ્ત પરિસ્થિતિ જ સર્વોત્તમ સાધન સામગ્રી છે- એ પ્રમાણે માનવા અથવા જાણવાથી જ મનુષ્ય અપ્રાપ્ત પરિસ્થિતિથી નિરાશ થઈ શકે છે, કારણ કે પ્રત્યેક પરિસ્થિતિ પ્રાકૃતિક ન્યાય તથા સાધન-સામગ્રી છે, બીજું કશું નહિ. સાધનમાં સાધ્ય અને જીવન બુદ્ધિ રાખવી એ ભૂલ છે. સાધનદ્વારા જ સાધક સાધ્યથી અભેદ પામે છે. એટલા માટે પ્રત્યેક સાધકે, સઘળી પરિસ્થિતિઓમાં અનંત, નિત્ય જીવન પ્રાપ્ત કરવાને માટે, પ્રાપ્ત હોય તે પરિસ્થિતિનો સદુપયોગ કરવો જોઇએ. એ ત્યારેજ બનવા સંભવ છે કે જ્યારે મનુષ્ય પરિસ્થિતિઓને સાધન તરીકે અને પરિસ્થિતિઓથી પેલી પાર નિત્ય દિવ્ય ચિન્મય જીવનને સાધ્ય (લક્ષ્ય) તરીકે જાણે અથવા માને.

આત્મ-નિરીક્ષણથી એમ પણ સ્પષ્ટ થઈ જાય છે કે દરેક પરિસ્થિતિ અપૂર્ણ છે. કોઈની અપેક્ષાએ ભલે કોઈ પરિસ્થિતિ ઉંચી અથવા નીચી જણાતી હોય, પરંતુ વસ્તુતાએ તો સઘળી પરિસ્થિતિઓ સમાન અર્થ ધરાવે છે, કારણ કે આપણને પ્રાપ્ત હોય તેવી પરિસ્થિતિથી વધારે સુખમય અને વધારે દુઃખમય પરિસ્થિતિનો ભાસ દરેક પરિસ્થિતિમાં થાય છે. મનુષ્ય, પોતાનાથી દુઃખી જીવોને જોઈને પોતાને સુખી અને પોતાનાથી સુખી જીવોને જોઇને

પોતાને દુઃખી માની લે છે. અથવા એમ કહો કે અપ્રાપ્ત કાળમાં જ, પરિસ્થિતિની સત્યતા અને સુંદરતા મનુષ્યને આકર્ષે છે. પ્રાપ્ત થયાના સમયે એવું આકર્ષણ રહેતું નથી. પછી તો સ્વાભાવિક રીતે તેનાથી આગળ વધવાની રૂચિ ઉત્પન્ન થઈ જાય છે. આ ઉપરથી એમ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે આપણે એવાં જીવનને પ્રાપ્ત કરવાનું છે કે જે સઘળી પરિસ્થિતિઓની પેલી પાર છે. તે પ્રાપ્ત કરવાને માટે ખાસ પરિસ્થિતિની આવશ્યકતા હોતી નથી પરંતુ પ્રાપ્ત પરિસ્થિતિના સદુપયોગદ્વારા, આપણે આપણને એ નિત્ય જીવનથી અસંગ કરવાના છે, અને અપ્રાપ્ત પરિસ્થિતિના ચિન્તનથી મુક્ત કરવાના છે. પરિસ્થિતિના ચિન્તનથી મુક્ત થયેથી, આપોઆપ જ, આસ્તિકો (ભક્તો) માં ભગવત્ ચિન્તન અને જીજ્ઞાસુઓમાં તત્ત્વ ચિન્તન થાય છે કે જે વ્યર્થ ચિન્તનને ગળી જઈને મનુષ્યને ધીરે ધીરે શરણાગતિ અને અચિન્ત્યપણું બક્ષે છે. પછી મનુષ્ય ઘણી સુગમતાથી પોતાનું લક્ષ્ય સાધીને કૃતકૃત્ય થઈ જાય છે.

આત્મ-નિરીક્ષણથી એમ પણ જાણવામાં આવે છે કે સામ્ય વિના શાન્તિ હોતી નથી. વાસ્તવિક સામ્ય કોઈ ખાસ પરિસ્થિતિમાં હોતું નથી પરંતુ સઘળી પરિસ્થિતિઓથી પેલી પારના જીવનમાં અથવા પોતપોતાના સ્થાનમાં ઠીક બની રહેવામાં જ હોય છે. સઘળી પરિસ્થિતિઓથી પેલી પારનું જે સામ્ય તે તમામ રીતે નિત્ય તથા અનંત છે અને



પોતપોતાના સ્થાનમાં ઠીક બની રહેવામાં જે સામ્ય છે તે, એક બીજાના પરસ્પરના અધિકારોને સુરક્ષિત રાખ્યા કરીને પ્રીતિની એકતા રાખે છે. એમ બનવું ત્યારે સંભવિત છે કે જ્યારે વ્યક્તિગત જીવન સામાજીક અધિકારોનો સમૂહ બની જાય અને સારી સમાજ વ્યક્તિગત જીવન બની જાય; પણ તે ત્યારે થઈ શકે કે જ્યારે મનુષ્ય પોતાનાં કર્તવ્યને જ, પોતાનો અધિકાર માને અને અધિકારની લાલસાથી રહિત થઇને અચિન્ત થઈ જાય.

એવો પણ સહુકોઇનો અનુભવ છે કે દરેક પ્રવૃત્તિના અંતે શક્તિહીનપણું તેમજ પરાધીનપણું વગેરે નિર્બળતાઓ આવી જાય છે અને નિવૃત્તિ આવી જવાથી સ્વાભાવિક રીતે આપોઆપ શક્તિનો સંચય થઈ જાય છે, મતલબ કે પ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલ નિર્બળતાઓ મટી જાય છે. આ ઉપરથી એમ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે પ્રત્યેક પ્રવૃત્તિ શક્તિનો વ્યય અને પ્રત્યેક નિવૃત્તિ શક્તિનો સંચય કરાવી શકે છે. મનુષ્ય જો પ્રવૃત્તિના દોષોથી દુઃખી બનતાં તેની વાસનાથી રહિત થઇને, પોતાથી, પ્રાપ્ત નિવૃત્તિને અપનાવી લઈ અચિન્ત થઈ જાય તો ભોગ યોગમાં, રાગ વૈરાગ્યમાં, પરાધીનતા સ્વાધીનતામાં તથા જડતા ચિન્મયતામાં બદલાઈ જાય છે. પછી જેની સાથે જાતીય તથા સ્વરૂપની એકતા છે તેનાથી અભેદપણું અને જેની સાથે કેવળ માની લીધેલ એકતા હોય છે તેનાથી ભિન્નપણું પામી જવાય છે, મતલબ કે કોઈ

પ્રકારની વિષમતા તેમજ ભિન્નતા રહેતી જ નથી. એવો ઠીકઠીક અનુભવ થઈ જાય છે કે પ્રત્યેક પ્રવૃત્તિ માત્ર છુપાએલા રાગની વાસ્તવિકતાનો પરિચય કરાવે છે અને નિવૃત્તિદ્વારા પ્રવૃત્તિનો અંત લાવીને, પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંનેથી પેલી પારનાં અનંત નિત્ય જીવનનો પાઠ પઢાવે છે. બસ, આજ આધ્યાત્મિક તથા આસ્તિક જીવન છે. એટલા માટેજ મનુષ્ય આત્મ-નિરીક્ષણદ્વારા જ ઘણી સુગમતાથી આધ્યાત્મિક ઉત્થાન તથા આસ્તિક જીવનનો અનુભવ કરીને કૃતકૃત્ય બની શકે છે.





# બીજો નિયમ

## થઈ ગયેલ ભૂલ ફરીથી ન કરવાનું વ્રત લઈને સરળ વિશ્વાસપૂર્વક પ્રાર્થના કરવી

જ્યારે આત્મ-નિરીક્ષણદ્વારા આપણે સ્વરચિત દોષોને જોઈ લઈએ છીએ ત્યારે તે મટાડવાને માટે પ્રાયશ્ચિત તથા વ્રત તેમજ તપ અને પ્રાર્થના કરવાનું અનિવાર્ય બની જાય છે; કારણ કે પ્રાયશ્ચિતવિના ભૂલ ફરીથી ન કરવાનો સંકલ્પ દૃઢ રહી શકતો નથી અને વ્રત લીધા વિના ભૂલનું ફરીથી ઉત્પન્ન ન થવું અને નિર્દોષપણું આવવું એ સંભવતું નથી; તેમજ પ્રાર્થના વિના વ્રત પુરૂં કરવાની શક્તિ અને નિરાભિમાનતા સંભવતી નથી.

પ્રાર્થના વિનાના તપમાં મર્યાદિત અહંભાવની જકડ રહે છે કે જે સાધકને ગુણોના અભિમાનમાં જકડી દે છે. ગુણોનું અભિમાન વસ્તુતાએ દોષનું મૂળ છે. એટલે એ વાત નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે વ્રતનું પાલન કરવામાં જે કઠિનાઇઓ આવે તેને તપ જાણીને હર્ષપૂર્વક સહન કરી લેવામાં આવે તથા આવશ્યક શક્તિ તથા નિરાભિમાનપણા માટે સરળ વિશ્વાસપૂર્વક પ્રાર્થના કરવામાં આવે તો દોષોની નિવૃત્તિ અને નિર્દોષપણાંની પ્રાપ્તિ આપોઆપ થઈ જશે નિરાભિમાનતાનો વાસ્તવિક અર્થ એ છે કે ગુણોની

સાથે સંગ ન હોય, મતલબ કે તેનું અભિમાન ન હોય અને દોષોની ઉત્પત્તિ ન હોય.

ભૂલને ભૂલ તરીકે જાણી લેવાથી જે વેદના ઉત્પન્ન થાય છે તે સાધકના મનમાં, પ્રાયશ્ચિત કરવાની ભાવનાને જગાડે છે. જે ભૂલ થઈ ચૂકી તે ફરીથી ન કરવામાં આવે એજ વસ્તુતાએ સર્વોત્તમ પ્રાયશ્ચિત છે; પરંતુ એ પ્રાયશ્ચિત્તને સજીવ અને સફળ બનાવવાને માટે એ અનિવાર્ય બને છે કે ભૂલદ્વારા જે સુખનો ઉપભોગ કર્યો હોય તેને દુઃખમાં પલટાવીને સુખની આસક્તિને મટાડી દેવી અને કોઈને કોઈ એવું તપ અપનાવી લેવામાં આવે કે જેથી ફરીથી ભૂલ ન કરવાની દૃઢતા આવી જાય તેમજ અસાવધાની મટી જાય, હૃદયની દુર્બળતાનો અંત આવી જાય અને જે સુખના રાગથી પ્રેરિત થઈને ભૂલ કરી દીધી હોય તે સુખની ફરીથી આશા જે ઉત્પન્ન ન થાય; કારણ કે સુખની આશાથી પ્રેરિત થઈને જ મનુષ્ય ભૂલદ્વારા ઉત્પન્ન થનારા સુખનો ઉપભોગ કરે છે. અવિવેકથી ઉત્પન્ન થતી ચિત્તની અશુદ્ધિને કારણે જ સુખ ભોગમાં પ્રવૃત્તિ થાય છે; જેમકે લોભના દોષથી ધનનો ઉપભોગ કરવાની લાલસા તથા હાનિનો ભય, મોહના દોષથી સંયોગનું દાસત્વ અને વિયોગનો ભય; અભિમાનના દોષથી માનની લાલસા તથા અપમાનનો ભય; અને કામના દોષથી કામના સંતોષવા માટેનું દાસત્વ તથા અભાવનો ભય ઉત્પન્ન થાય છે.



પ્રાયશ્ચિત્તદ્વારા ચિત્ત શુદ્ધ થઈ ગએથી ભોગાસક્તિ અર્થાત્ સુખ માટેની લોલુપતા મટી જાય છે સુખ લોલુપતા મટી જવાથી દુઃખ જેવી કોઈ વસ્તુ જ રહેતી નથી, કારણ કે કોઈ પણ એવું દુઃખ નથી કે જે કોઇને કોઈ પ્રકારના સુખ ભોગથી ઉત્પન્ન થયું ન હોય.

સુખ દુઃખનો અભાવ થતાંજ હૃદયમાં આનંદની ગંગા આપોઆપ વહેવા લાગે છે. પ્રાયશ્ચિત્ત કરવામાં આવેથી વ્રતી જીવનનો આરંભ થાય છે. વ્રતી જીવનથી જ નિર્દોષ થવાની લાલસા સબળ તથા સ્થાયી બને છે-જે ભૂલને ઉત્પન્ન જ થવા દેતી નથી, અને અસંયમ અને અસાવધાનીને ગળી જઈને સતત જાગૃતિ રખાવે છે,- જેના પરિણામે મનુષ્ય સાધન યુક્ત જીવનદ્વારા લક્ષ્ય પ્રતિ પ્રગતિશીલ રહે છે તથા મોટામાં મોટી કઠિનાઇઓ હર્ષપૂર્વક સહન કરી લે છે. આજ વસ્તુતાએ તપ છે. તપથી આવશ્યક શક્તિનો વિકાસ આપોઆપ થાય છે અને સઘળી નિર્બળતાઓ મટવા લાગે છે.

વ્રત યુક્ત જીવન સુરક્ષિત રાખવાને માટે આસ્તિક સાધક સરળ વિશ્વાસપૂર્વક પ્રાર્થનાનો અને ભૌતિક-વાદી તપશ્ચર્યાનો આશ્રય લે છે.

પ્રાર્થનાથી નિરાભિમાનતા અને નિર્ભયતા આવે છે. તપથી નિર્બળતા મટી જાય છે. નિરાભિમાનતા આવી જવાથી અહંભાવ રહેતોજ નથી અને નિર્બળતા મટી જવાથી આવશ્યક બળ પ્રાપ્ત થાય છે. જેમ જેમ મનુષ્ય પ્રાપ્ત

બળનો સદુપયોગ કરતો જાય છે તેમ તેમ આવશ્યક બળ આપો આપ મળતું રહે છે. પરંતુ જ્યારે બળનો ઉપયોગ ઉપભોગમાં થવા લાગે છે ત્યારે અનેક પ્રકારની નિર્બળતાઓ આપો આપ આવવા લાગે છે. નિર્બળોની સેવા કરવી એ બળનો સદુપયોગ છે. નિર્બળોની સેવા કરતાં કરતાં હૃદય શુદ્ધ થવા લાગે છે, હૃદય શુદ્ધ થતાં જ સત્યની ખોજ અને પરમ વ્યાકુલતા આપોઆપ જાગૃત થાય છે જે અહંભાવને ગળી જઇને સાધકને એવું નિત્ય જીવન પમાડે છે કે જે સઘળી પરિસ્થિતિઓની પેલી પાર છે. એ જીવનમાં તપ કરનાર અને પ્રાર્થના કરનાર બંને સમાન બની જાય છે. તપ કરનાર બળને પોતાના તપનું ફળ માને છે અને પ્રાર્થના કરનાર તેને પ્રભુની બક્ષીસ માને છે– જો કે કોઈ પણ બળ કોઈ વ્યક્તિની નિજ સંપત્તિ નથી. જે વાસ્તવમાં "છે" તેની પાસેથી સઘળું કંઈ મળે છે. મનુષ્ય જુદા જુદી રીતના ઉપચારોદ્વારા જે વાસ્તવમાં "છે" તેની ખોજ કરે છે. જે "છે" તે કોઇની ઉપજ નથી પરંતુ ખોજ છે,– જો કે આ રહસ્યને કોઈ વિરલ તત્ત્વદર્શીઓ જ જાણે છે.

પ્રાર્થના, વ્યથિત હૃદયનો પુકાર અને નિર્બળનું બળ તેમજ આસ્તિકનું જીવન છે. લક્ષ્યની આવશ્યકતાનો અનુભવ કરવો એજ વસ્તુતાએ પ્રાર્થના છે. આ દૃષ્ટિએ મનુષ્ય માત્ર પ્રાર્થના કરે છે. અંતર ફક્ત એટલું જ છે કે આસ્તિક કેવળ એકની અને નાસ્તિક અનેકોની પ્રાર્થનાકરે છે. આસ્તિકની પ્રાર્થના સેવા



કરવાને માટે અને નાસ્તિકની પ્રાર્થના ઉપભોગ કરવાને માટે થાય છે. પ્રાર્થનાદ્વારા મળેલ બળને આસ્તિક પોતાનું ન માનતાં નિર્બળનો અધિકાર હોવાનું માને છે અને નાસ્તિક મળેલ બળને પોતાની નિજ સંપત્તિ માનીને દીનતા અને અભિમાન આદિ વિકારોમાં ફસાઈ જાય છે–જે દુઃખનું મૂળ છે. જે વાસ્તવમાં "છે" તેનો સ્વીકાર ન કરવો અને અને જે "નથી" તેનો વિશ્વાસ કરવો એ નાસ્તિકતા છે. જે નથી તે નથી એમ જાણીને જે "છે" તેને માટે અત્યંત વ્યાકુળતા હોવી એ આસ્તિકતા છે. જે "છે" તેનાથી અભેદ પામવાથી "નથી" જેવી કોઈ વસ્તુ જ રહેતી નથી. પછી તમામ પ્રકારના અભાવોનો અભાવ થઈ જાય છે. અભાવોની વેદના, જે 'નથી' તેનાથી વિમુખ કરાવીને જે "છે" તે તરફ ગતિશીલ બનાવે છે. જેમાં પ્રવૃત્તિ તો હોય પરંતુ પ્રાપ્તિ ન હોય તેને "નથી" સમજવું જોઇએ અને સ્વાભાવિક નિવૃત્તિ આવી ગએથી, જેની આપો આપ નિશ્ચિતપણે પ્રાપ્તિ હોય તેને "છે" સમજવું જોઇએ.

પ્રાપ્ત શક્તિનો સદ્વ્યય કરવાથી જ પ્રાર્થના કરવાનો અધિકાર મળે છે. શક્તિનો સંગ્રહ તથા અપવ્યય કરવાની સાથે કરેલ પ્રાર્થના સફળ થતી નથી, કારણ કે એતો અધિકાર વિનાની ચેષ્ટા છે. અથવા એમ કહો કે પ્રાર્થના વસ્તુતાએ સચ્ચાઈની ભૂખ છે, બીજું કશું નહિ. એટલે જેમ જેમ સત્યની ખોજ અને સત્યની અભિલાષા સબળ

બનતી જાય છે તેમ તેમ પ્રાર્થના, પ્રાર્થના કરનારનું જીવન બની જાય છે અનેજ્યાં સુધી પ્રાર્થના, પ્રાર્થના કરનાર તથા જે વડે પ્રાર્થના કરાય છે તે ત્રણે એકાકાર ન થઈ જાય ત્યાં સુધી પ્રાર્થના થતી જ રહે છે.

આ દૃષ્ટિએ પ્રાર્થના એ માનવ જીવનનું આવશ્યક અંગ છે. પ્રતિકૂલ પરિસ્થિતિઓમાં પ્રાર્થનાથી જ નિત્ય નવો ઉત્સાહ વધતો જાય છે અને અનુકૂલ પરિસ્થિતિઓમાં મનુષ્યને પ્રાપ્ત શક્તિનો સદ્‌વ્યય કરવાની કામના પ્રાપ્ત થાય છે. એટલે દરેક અવસ્થામાં પ્રાર્થનાથી હિત જ થાય છે.

પ્રાર્થના, અસમર્થનો અંતિમ પ્રયાસ, સફળતાનું અમોઘ શસ્ત્ર અને આવશ્યક સામર્થ્ય આપનાર મહામંત્ર છે. અથવા એમ કહો કે દુઃખીઆઓની પ્રાર્થના વાસ્તવિક સાધના છે. પ્રાર્થના. દરેક પરિસ્થિતિમાં સુગમતાથી થઈ શકે છે; કારણ કે તેને માટે કોઈ ગ્રંથ સાધન-સામગ્રીની અપેક્ષા હોતી નથી. આ દૃષ્ટિએ પ્રાર્થના, મનુષ્ય માત્રની સહજ સાધના છે.

પ્રાર્થના સંબંધમાં જે કાંઈ કહેવાય તે ઓછું છે, કારણ કે પ્રાર્થના, નિરાશાને આશામાં, નિર્બળતાને બળમાં અને અસફળતાને સફળતામાં પલટાવીને મનુષ્યને તેનું અભીષ્ટ પ્રાપ્ત કરાવી શકે છે.





# ત્રીજો નિયમ

**વિચારનો પ્રયોગ પોતપોતાના ઉપર અને વિશ્વાસનો પ્રયોગ બીજાઓ ઉપર કરવો, એટલે કે ન્યાય પોત પોતાના પરત્વે અને પ્રેમ તથા ક્ષમા બીજાઓ પરત્વે.**

---

માનવ માત્રમાં વિશ્વાસ અને વિચારની શક્તિ સ્વભાવથી જ રહેલી છે. કારણ કે એવો કોઈ મનુષ્ય હોતો નથી કે જેને કંઈને કંઈ પર વિશ્વાસ ન હોય અને જે કંઈને કંઈ જાણતો ન હોય. પરંતુ જેનું જીવન સાધન યુક્ત હોય તેવો મનુષ્ય જ તે બંને શક્તિનો ઉપયોગ જેમ થવો જોઇએ તેમ કરે છે.

વિશ્વાસ એકતા લાવે છે અને વિચાર નિર્દોષતા લાવે છે. એટલા માટે પોતાને નિર્દોષ બનાવવા માટે વિચારની અત્યંત આવશ્યકતા રહે છે અને જેનાથી ભિન્નપણું પ્રતીત થાય છે તેની સાથે એકતા સ્થાપવા માટે વિશ્વાસની અત્યંત આવશ્યક્તા રહે છે. વિચાર એટલે કે આત્મ-જ્ઞાનનો પ્રકાશ પોતાના દોષોને દર્શાવે છે તથા તે મટાડવાના ઉપાય બતાવે છે, કારણ કે વિચારથી ન્યાયની સ્થાપના થાય છે. એ ન્યાય જ સાર્થક બને છે કે જે પોતાના પર કરવામાં આવે. પોતાના દોષ જેટલી સ્પષ્ટતાથી પ્રત્યક્ષ થાય છે તેટલી સ્પષ્ટતાથી બીજાઓના થતા નથી. ન્યાય એ કોઈ

અનિષ્ટ કરવાવાળું વિધાન નથી, પરંતુ પોતાને સુધારવાનું વાસ્તવિક સાધન છે.

મનુષ્ય જો ન્યાયપૂર્વક પોતાનો સુધારો પોતાથી કરી લે તો પછી તેને રાષ્ટ્રીય, સામાજીક અને પ્રાકૃતિક ન્યાય અને દંડ વિધાનની આવશ્યકતા જ રહેતી નથી; મતલબ કે તે બીજાઓના શાસનથી હમેશને માટે મુક્ત બની જશે. કારણ કે શાસનની આવશ્યકતાનો ઉદય ત્યારેજ થાય છે કે જ્યારે મનુષ્ય પોતાના પર પોતાના વિવેકથી શાસન ન કરે. વાસ્તવિક સ્વાધીનપણું પ્રાપ્ત કરવાને માટે પોતાના પર પોતાનું શાસન અર્થાત્ નેતૃત્વ અને ન્યાય કરવાનું પરમ આવશ્યક છે કે જેથી નિર્દોષ બની શકાય છે. આપણે એ શીખવું અને શીખવવાનું છે કે જેની સાથે જેટલો જેટલો નિકટ સંબંધ હોય તેના પ્રતિ તેટલા તેટલા પ્રમાણમાં કઠોર ન્યાયનો વર્તાવ રાખવો જોઇએ. આ દષ્ટિએ સહુથી વધારે કઠોર ન્યાય આપણે આપણાં મન, ઇન્દ્રિય વગેરે પ્રતિ કરવો જોઇએ અને જેમ જેમ કોઇને કોઈ પ્રકારનું અંતર થતું જાય તેમ તેમ ન્યાય ને પ્રેમ તથા ક્ષમામાં પલટાવી નાખતા જવું જોઇએ. નિકટવર્તિઓનો સુધારો ન્યાયથી અને દૂરવર્તિઓનો સુધારો પ્રેમ તથા ક્ષમાથી જ થવાનું સંભવે છે.

સંયમ, તપ, ઉદાસીનતા, નિયંત્રણ, અસહયોગ, ઉપેક્ષા વગેરે ન્યાયનાંજ અંગ છે. તેના પ્રયોગ વગર નિકટવર્તિઓનું હિત થવાનો સંભવ હોતો નથી. ન્યાયમાં



હમેશાં હિત કરવાની ઇચ્છા મોજુદ હોય છે, દ્વેષ નહિ. લાલચ અને ભયથી વિમુક્ત થવાથી જ મનુષ્ય ન્યાયનું વાસ્તવિક સ્વરૂપ જાણી લે છે અને તેનો ઉપયોગ કરી શકે છે. ન્યાયમાં દુરાગ્રહ, ક્રોધ વગેરે વિકારોને માટે કશું સ્થાન જ હોતું નથી. કારણ કે ક્રોધની ઉત્પત્તિતો પોતાની કામના સંતોષવા માટે થાય છે, અને ન્યાયમાં, જેના પ્રતિ ન્યાય કરવામાં આવે તેના હિતની લાલસા રહે છે. ન્યાયમાં સત્યાગ્રહ હોય છે, દુરાગ્રહ નહિ. કારણ કે ન્યાયનો જન્મ વિચારથી થાય છે, પ્રમાદથી નહિ. સત્યાગ્રહ અસત્યને ગળી જઇને સત્યથી અભિન્ન બનાવે છે. આ દષ્ટિથી સત્યાગ્રહ આદરવા યોગ્ય અને દુરાગ્રહ વખોડવા યોગ્ય છે. ન્યાય, કોઇને કોઇનો રૂણી રહેવા દેતો નથી. ન્યાય, પોતાને ક્ષમા કરતો નથી. ન્યાય, બળનો દુરૂપયોગ થવા દેતો નથી. ન્યાય, નિબંળને સબળ અને બળવાનને ઉદાર બનાવવા સમર્થ છે. ન્યાય, બળપૂર્વક અન્યાય મટાડવાનો પક્ષપાતી હોય છે, મતલબ કે અસંયમીને સંયમી, સંગ્રહીને ઉદાર, સ્વાર્થી અને હિંસકને અહિંસક થવાની પ્રેરણા આપે છે. ન્યાયપૂર્વક બળનો ઉપયોગ કરવાથી નથી કોઇનો વિનાશ થતો અને નથી કોઇના અધિકારોનું અપહરણ થતું. ન્યાય, પ્રેમ તથા ક્ષમાનો પોષક છે, વિરોધી નથી. ન્યાય, યોગ્ય વ્હેંચણ પૂર્વક એકતા લાવી શકે છે, મતલબ કે ન્યાયની એવી માંગ હોય છે કે સહુ કોઇના અધિકાર પોતપોતાના સ્થાનમાં સુરક્ષિત રહે, સહુને

વિકાસનું સાધન સુપ્રાપ્ય હોય અને મનુષ્ય કર્તવ્યપરાયણતાનેજ પોતાનો વાસ્તવિક અધિકાર માને, કારણ કે અધિકાર તો કર્તવ્યનો જ દાસ છે. કોઈ પણ, બીજાની ઉદારતાથી કોઈના અધિકારનું સંરક્ષણ સ્થાયી સ્વરૂપે થઈ શકતું નથી. એટલે પોતાના પર પોતાથી ન્યાય કરીને કર્તવ્યદ્વારા બીજાના અધિકારનું રક્ષણ કરવું એજ પોતાનો અધિકાર માનવો જોઇએ. બીજાના અધિકારનું રક્ષણ કરવું તે પોતાનો અધિકાર માનવો એજ વસ્તુતાએ પ્રેમ છે. એટલા માટે પ્રેમ, ભેદપણાને અભેદપણામાં, ક્રોધને ક્ષમામાં, સંકીર્ણપણાને વ્યાપકપણામાં અને કૃપણતાને ઉદારતામાં પલટાવી નાંખે છે. પછી બહારનાં ભાષા, વેષ, વર્ણ અને કર્મ વગેરેના ભેદ રહ્યા છતાં પ્રીતિની એકતા સુરક્ષિત રહે છે; કારણ કે પ્રેમ નિત્યતાની પ્રીતિનો પોષક અને રક્ષક હોય છે. પ્રેમની ઉત્પત્તિ સરળવિશ્વાસમાંથી અથવા યથાર્થ જ્ઞાનથી થાય છે. જેને આપણે આપણું માની લઇએ છીએ તેની સાથે પણ આપોઆપ પ્રેમ થઈ જાય છે. અધુરો વિશ્વાસ અને સંદેહવાળું જ્ઞાન પ્રેમનો વિનાશ કરે છે. પ્રેમ વિના નિત્ય નવા રસની પ્રાપ્તિ સંભવતી નથી. રસ વિનાનું જીવન એ નિરર્થક જીવન છે. રસથી જ જીવનની સાર્થકતા છે. રસ યુક્ત જીવન કોઇને પણ દુઃખદ હોતું નથી. કારણ કે પોતે ખિન્ન થવાથી જ મનુષ્ય બીજાઓને દુઃખી કરે છે. જેનું હૃદય રસ તથા પ્રસન્નતાથી ભરેલું હોય છે તેને સમાજની પ્રસન્નતા પ્રાપ્ત થઈ શકે છે. પ્રસન્નતા હમેશાં એવાઓના હૃદયમાં



નિવાસ કરે છે કે જેનાં હૃદય પ્રેમ અને ક્ષમાથી ભરપુર હોય. ક્ષમા માગવાથી નિર્દોષતા અને ક્ષમા કરવાથી નિર્વૈરતા આપો-આપ આવી જાય છે. વેરભાવથી મોક્ હૃદયણુ હોય તેમાં જ પ્રીતિની ગંગા વહે છે. પોતાના પ્રતિ કરાએલ અપરાધોની ક્ષમા કરવી અને પોતાદ્વારા થયેલા અપરાધો માટે ક્ષમા માગવી એ મોટું બળ છે, નિર્બળપણું નથી. ક્ષમા માગવાનો વાસ્તવિક અર્થ એ છે કે જે અપરાધને માટે ક્ષમાની પ્રાર્થના કરવામાં આવી હોય તે અપરાધ ફરીથી કોઇના પ્રતિ કદીપણ કરવામાં ન આવે અને ક્ષમા કરવાનું તાત્પર્ય એ છે કે પોતા પ્રતિ થયેલી બુરાઈઓ હમેશને માટે ભૂલાઈ જાય તેમ જ હૃદય નિર્વૈરતા તથા પ્રીતિથી ભરાઈ જાય.

નિર્વૈરતા વિના પરસ્પરનો સંઘર્ષ મટી શકતો નથી અને નિર્વૈરતા ક્ષમાશીલપણું અને પ્રેમ વિના સંભવતી નથી. માત્ર બળના પ્રયોગદ્વારા થોડા વખતને માટે સંઘર્ષ દબાઈ જવા જેવું બને છે, પણ તે મટતો નથી. બળ તો નિર્બળોનો અધિકાર છે, બીજું કશું નહિ; મતલબ કે બળદ્વારા નિર્બળોનો વિકાસ અને તેઓનું રક્ષણ કરવાનું સાધન ઉત્પન્ન કરી શકાય છે. બળનો ઉપયોગ કોઈના પણ વિનાશ માટે કરવો તે પોતાને નિર્બળ બનાવવા બરાબર છે; કારણ કે તેથી પ્રતિહિંસાની ભાવના જાગૃત થાય છે, જેના પરિણામે કાળાન્તરે ઘોર સંઘર્ષ ઉત્પન્ન થાય છે.

પોતાને નિર્દોષ બનાવવા માટે અને પરસ્પર પ્રીતિની એક્તાનો સંચાર કરવા માટે તેમજ સંઘર્ષને જડમૂળથી કાઢી નાંખવાને માટે પોતાના પ્રતિ ન્યાય અને બીજાઓ પ્રતિ પ્રેમ તથા ક્ષમાનો પ્રયોગ કરવો તે બહુજ જરૂરનું છે.

---


માનવ સેવા સંઘનું
ગુજરાતીમાં
અન્ય પ્રકાશન.
માનવની માંગ
મૂલ્ય રૂા. ૨.
માનવનું લક્ષ્ય તેમજ તેની પ્રાપ્તિનાં સાધનો પર, સંઘના સંસ્થાપક સૂક્ષ્મ વિચારક અને આશાવાદી સમાજ સુધારક સંત મહાત્માએ પાડેલો અનુપમ પ્રકાશ.
"જીજ્ઞાસુઓને એમાંથી જીવનની મુંઝવણોનો ઉકેલ પણ પ્રાપ્ત થઈ શકે છે" (મુંબઈ સમાચાર).
પ્રકાશક
માનવ સેવા સંઘ, સીમેન્ટ હાઉસ, ભક્તિનગર
રાજકોટ (સૌરાષ્ટ્ર).




## ચોથો નિયમ

**જીતેન્દ્રિયપણું, સેવા ભગવચ્ચિંતન અને સત્યની ખોજદ્વારા પોતાનું નિર્માણ.**

પોતાનું નિર્માણ અર્થાત પોતાને સુંદર બનાવવા માટે, ઇન્દ્રિય લોલુપતામાંથી જીતેન્દ્રિયતા પ્રતિ, સ્વાર્થમાંથી સેવા પ્રતિ, વિષય ચિન્તન અને વ્યર્થ ચિન્તનમાંથી ભગવચ્ચિંતન અને સાર્થક ચિન્તન પ્રતિ તેમજ અસત્યમાંથી સત્ય પ્રતિ ગતિશીલ થવાનું અત્યંત આવશ્યક છે. કારણ કે જ્યાં સુધી મનુષ્ય પોતાના પર પોતાનું શાસન કરી લેતો નથી, પોતે અપનાવેલી પરાધીનતાઓનો ત્યાગ કરીને સ્વાધીન બની જતો નથી, નિરર્થક ચિન્તન અને ચેષ્ટાઓ રહિત થઈ જતો નથી, પોતાને સહૃદય અને ઉદાર બનાવી લેતો નથી, સત્યનો પ્રેમ ઉત્પન્ન કરતો નથી. ત્યાં સુધી તે પોતાને સુંદર બનાવી શકતો નથી, એ નિર્વિવાદપણે સિદ્ધ છે.

ઇન્દ્રિયલોલુપતા મનુષ્યને પરિવર્તનશીલ સુખ તરફ અને જીતેન્દ્રિયતા હિત તરફ પ્રેરે છે. સુખ અને હિત વચ્ચે એક મોટું અંતર એ છે કે સુખના ભોગી ઉપર વસ્તુઓ અને વ્યક્તિઓનું શાસન થવા લાગે છે, મતલબ કે તેની સ્વાધીનતા પરાધીનતામાં પલટાઈ જાય છે એટલું જ નહિ પણ તેનામાં શક્તિહીનપણું અને હૃદયહીનપણું વગેરે અનેક નિર્બળતાઓ એની મેળે આવી જાય છે. તેથી ઉલટું, હિત

અપનાવવાથી, પરાધીનતા સ્વાધીનતામાં, હૃદયહીનપણું, સહૃદયતામાં અને નિર્બળપણું સબળપણામાં બદલાઈ જાય છે; કારણ કે "હિત" આપણને "પર" માંથી "સ્વ" તરફ પ્રેરે છે. હિતનો અભિલાષી મનુષ્ય "આ" (બાહ્ય) માંથી "હું" (આંતરિક) પ્રતિ આગળ વધે છે, મતલબ કે દૃશ્યથી વિમુખ થઇને દૃષ્ટામાં પ્રતિષ્ઠિત બની જાય છે. પછી વિષયો ઇન્દ્રિયોમાં, ઈન્દ્રિયો મનમાં, મન બુદ્ધિમાં અને બુદ્ધિ જે તત્ત્વ સર્વાતીત છે તેમાં લીન થઈ જાય છે. એ પ્રમાણે બુદ્ધિ સમતાવાળી થવાથી મનમાં નિર્વિકલ્પતા આવી જાય છે, પછી ઇન્દ્રિયો વિષય વિમુખ થઈને મનથી અભિન્ન થઈ જાય છે – બસ આજ જીતેન્દ્રિયતાનું વાસ્તવિક સ્વરૂપ છે. જીતેન્દ્રિયપણું પ્રાપ્ત થતાં જ શક્તિહીનપણાંનો અને પરાધીનપણાંનો અંત આવી જાય છે; કારણ કે ઈન્દ્રિયો જીતાવાથી આવશ્યક શક્તિનો વિકાસ આપોઆપ થવા લાગે છે. પરંતુ જ્યાં સુધી સ્વાર્થભાવ મટી જતો નથી, ત્યાં સુધી ઇન્દ્રિયો જીતવામાં તત્પરતા થતી નથી. વિષયાસક્ત મનુષ્ય, કેવળ ઇન્દ્રિય લોલુપતાનું. જે મૂળ છે એવાં ક્ષણિક સુખ તરફ જ દૃષ્ટિ રાખે છે. સ્વાર્થભાવ મટાડવાને માટે સેવાભાવ અપનાવવાનું તમામ રીતે અનિવાર્ય છે; કારણ કે સેવા સ્વાર્થને ગળી જઇને સેવ્યથી અભિન્નપણું પમાડે છે. પોતાને પ્રાપ્ત હોય તેવાં સુખનું દુઃખિ વ્યક્તિઓને સમર્પણ કરી દેવું એજ વસ્તુતાએ સેવા છે. સેવા સિવાય



સુખાસક્તિ કદાપી મટી શકતી નથી. સુખાસક્તિનો અંત લાવ્યા વિના કોઈપણ વ્યક્તિ જડતામાંથી ચેતનતા તરફ ગતિશીલ થઈ શકતી નથી. ભૌતિકવાદી વિશ્વના નાતાની રૂએ, ઇશ્વરવાદી ઇશ્વરના નાતાની રૂએ અને અધ્યાત્મવાદી નિજ સ્વરૂપના નાતાની રૂએ સેવા કરે છે. વિશ્વના નાતાની રૂએ સેવા કરવાથી નિર્વાસના આવતી નથી, કારણ કે એ વ્યક્તિને પોતાને માટે પણ વિશ્વનો જ આશ્રય લેવો પડે છે, મતલબ કે થોડું લઈ ઝાઝું દેવું એજ ભૌતિકવાદીની ઉદારતાની પરાકાષ્ટા છે. સ્વરૂપની એકતાના કારણે અધ્યાત્મવાદી પોતામાં જ વિશ્વ અને વિશ્વમાં પોતે હોવાનું જાણે છે. એટલે જ, જેને જે કંઈ આપે છે તેની તે વસ્તુ હોવાનું માને છે. અથવા એમ કહો કે પોતાથી તે ભિન્ન હોવાનો અનુભવ જ થતો નથી. ઈશ્વરવાદી પ્રત્યેક વસ્તુ ઈશ્વરની હોવાનું જાણે છે અને જેની તે સેવા કરે છે તેને પણ ઈશ્વરના જ હોવાનું માને છે. એટલા માટે સેવાના અંતે વિષયચિન્તનથી તે મુક્ત થઇને ભગવચ્ચિંતનમાં લાગી જાય છે. જેમ જેમ ભગવચ્ચિંતન સબળ તથા સ્થાયી બનતું જાય છે તેમ તેમ અચિન્તનપણું આપોઆપ આવી જાય છે. તમામ પ્રકારના ચિન્તનથી રહિત થતાં જ અહંભાવ ગળી જાય છે અને પછી કેવળ પ્રેમ જ પ્રેમ રહે છે. આજ ભગવચ્ચિંતનનું વાસ્તવિક સ્વરૂપ છે.

જેનાથી મનુષ્ય અસત્યને જાણે છે તેજ સત્ય છે. અસત્યથી વિમુખ થતાં સત્યથી અભેદપણું આપોઆપ થઈ જાય છે. સત્યથી વિમુખ થવા માટે ભોગને યોગમાં પલટાવી નાંખવો એ અનિવાર્ય છે. ભોગને યોગમાં પલટાવી નાંખવાને માટે સ્વાર્થને સેવામાં પલટાવી નાખવાનું અનિવાર્ય છે અને સ્વાર્થને સેવામાં પલટાવવા માટે ઈન્દ્રિયોને જીતવી એ અત્યન્ત આવશ્યક છે.

સારાંશ એ છે કે સંદેહની વેદના સત્યની ખોજને જાગૃત કરે છે. સરળ વિશ્વાસ ભગવત્ ચિન્તનમાં પ્રવૃત્તિ કરાવે છે, સહૃદયપણું સેવાને સજીવ બનાવે છે. અને સ્વાધીનતાની માંગ જીતેન્દ્રિયપણું લાવવાની ફરજ પાડે છે. આ ચારે બાબતોથી મનુષ્યનું નિર્માણ થાય છે.



"ચરિત્ર્યનું ઘડતર એ માનવ જીવનમાં એક મોટું બળ છે. માનવ માત્રને તેની આવશ્યકતા છે. .તેના સિવાય માનવ માનવ બની શકતો નથી....ચારિત્ર્ય ઘડતરમાં જ પોતાનું તેમજ સમાજનું કલ્યાણ રહેલું છે."

( માનવની માંગ પૃષ્ટ ૩૦૯ )



# પાંચમો નિયમ

**બીજાઓના કર્તવ્યને પોતાનો અધિકાર, બીજાઓની ઉદારતાને પોતાનો ગુણ અને બીજાઓની નિર્બળતાને પોતાનું બળ ન માનવું.**

જો કે કોઇનું કર્તવ્ય જ કોઇનો અધિકાર અને કોઇનો અધિકાર જ કોઇનું કર્તવ્ય હોય છે, તો પણ બીજેઓનાં કર્તવ્યને પોતાનો અધિકાર માની લેવાથી, અધિકાર લાલસાની વૃદ્ધિ થઇ જાય છે. જો કોઈ કારણે તેની પૂર્તિ થતી નથી તો ક્ષોભ અને ક્રોધ વગેરે વિકારો ઉત્પન્ન થવા લાગે છે; પરિણામે સાધનદ્વારા નિર્માયેલ સૌન્દર્યનો નાશ થાય છે. એટલે એ નિર્વિવાદપણે સિદ્ધ છે કે બીજાઓનાં કર્તવ્યને પોતાનો અધિકાર માનવો તે ઉચિત નથી. પરંતુ બીજાઓના અધિકારને પોતાનું કર્તવ્ય માનવું એ અત્યંત જરૂરનું છે; કારણ કે કર્તવ્ય પરાયણતાથી જ ઉત્તરોત્તર વિકાસ થાય છે.

ક્રોધ અને ક્ષોભ વગેરે વિકારોથી મનમાં મલિનતા, હૃદયમાં અશુદ્ધિ, બુદ્ધિમાં અવિવેક આવી જાય છે- જે પતનનું મૂળ છે. એટલા માટે જ પ્રાપ્ત સૌન્દર્યને સુરક્ષિત રાખવાને માટે ક્ષોભ રહિત થવું એ ઘણું જરૂરનું છે. ક્ષોભ પામતાં જ ધીરતા, વીરતા અને ગંભીરતા ક્ષીણ થઈ જાય છે, જેના પરિણામે અનેક નિર્બળતાઓ આપોઆપ આવી

જાય છે. ગુણોનું અભિમાન દોષોનું મૂળ છે, કારણ કે વાસ્તવિક નિર્દોષતા ગુણોથી પેલી પાર છે. મનુષ્ય જો પોતાના પ્રતિ થતા સદ્વ્યવહાર અને આદર સન્માન વગેરેને તે કરનારની ઉદારતા ન માનતાં પોતાનો ગુણ માની લે તો તે ગુણમાં ફસાઈ જશે અને બીજાઓની ઉદારતાનો આદર નહિ કરે, તેના પરિણામે તેની હૃદયશીલતા વિકાસ પામશે નહિ.

હૃદયશીલતા વિના સરસતા નીરસતામાં અને મધુરતા કટુતામાં બદલાઈ જાય છે, જેથી કરીને પરસ્પર સ્નેહની વૃદ્ધિ થઈ શકતી નથી એટલું જ નહિ પરંતુ સમય જતાં ગુણ દોષોમાં બદલાવા લાગે છે; કારણ કે ગુણોનો ઉપભોગ કરવાથી મર્યાદિત અહંભાવ તથા પરિચ્છિન્નપણું દૃઢ થાય છે અને પરિચ્છિન્નપણું દૃઢ થવાથી વાસનાઓનો ઉદય થવા લાગે છે – જે હ્રાસનું મૂળ છે.

પ્રત્યેક ગુણના ઉપભોગમાં કોઈને કોઈ અંશમાં દોષ રહેલો હોય છે. એટલું જ નહિ પરંતુ ઉપભોગ પોતેજ એક મોટો દોષ છે. કારણ કે ઉપભોગના રસમાં ફસાયેલ મનુષ્ય એકતાને સુરક્ષિત રાખતો નથી. તેના જીવનમાં અનેક પ્રકારના ભેદ ઉત્પન્ન થઈ જાય છે – જે ભયનું મૂળ છે. એવો નિયમ છે કે ભયભીત વ્યક્તિ જ બીજાઓને ભય આપે છે. ભય રહિત થયા વિના અભેદપણું આવી શકતું નથી. અભેદ પણા વિના વાસનાઓનો અન્ત આવવાનો



સંભવ નથી અને નિર્વાસના વિના, નિર્વૈરતા, સમતા, મુદિતા વગેરે દિવ્ય ગુણ ઉત્પન્ન જ થતા નથી જે-ગુણો એ મનુષ્યની માંગ છે. જે બળ બીજાઓની નિર્બળતાને દૂર કરી શકે નહિ તે વસ્તુતાએ બળ જ નથી. બળદ્વારા નિર્બળો પર વિજય મેળવવો એ પોતાના બળને દુષિત કરવા બરાબર છે, કારણ કે પરાજય પામવાથી એક ઉંડી વેદના ઉત્પન્ન થાય છે અને વિજયી થવાથી અભિમાન આવી જાય છે. અભિમાન પ્રમાદને જન્માવે છે અને વેદના જાગૃતિ ઉત્પન્ન કરે છે. પ્રમાદથી શક્તિહીનપણું થવા લાગે છે અને જાગૃતિથી વિશેષ વિશેષ શક્તિનો સંચય થવા લાગે છે. પછી પરસ્પરમાં સંઘર્ષ ઉત્પન્ન થઈ જાય છે – જે પરાજય પામેલાને વિજયી અને વિજયીને પરાજીત કરે રાખે છે.

જો કોઈની નિર્બળતાને પોતાનું બળ ન ગણવામાં આવે તો નિરાભિમાનતા આપોઆપ આવી જાય છે. નિરાભિમાનતા આવી જવાથી પરસ્પરમાં એકતાનો સંચાર થવા લાગે છે અને બળ નિર્બળોની સેવામાં વપરાવા લાગે છે, જેથી કરીને નિર્બળતા અને બળનું અભિમાન મટી જઈને વાસ્તવિક સબળપણું આવી જાય છે – જે સહુને ગમે છે.

# છઠ્ઠો નિયમ

**પરિવારના તથા જાતીય સંબંધ ન હોવા છતાં કૌટુમ્બિક ભાવનાને અનુરૂપ જ પરસ્પરમાં સંબોધન તથા સદ્ભાવ: અર્થાત્ કર્મની જુદાઇ હોવા છતાં સ્નેહની એકતા.**

---

પ્રત્યેક પ્રાણીનું અસ્તિત્વ સંસારસાગરના એક બુંદ સમાન છે અથવા એમ કહો કે સારૂં વિશ્વ એક જ પ્રકૃતિનું કાર્ય છે. કારણ અને કાર્યમાં સ્વરૂપની એકતા હોવા છતાં, ગુણોની અભિન્નતા હોય છે. ગુણોની ભિન્નતાનું કારણ કર્મની ભિન્નતા અને સ્વરૂપની એકતાનું કારણ સ્નેહ તથા લક્ષ્યની એકતા હોવું એ નિર્વિવાદ સત્ય છે. આ દૃષ્ટિથી આપણે સહુ, કોઈ એકની જ સત્તા સંપન્ન અને કોઈ એકના જ પ્રકાશથી જ પ્રકાશિત છીએ. એટલા માટે જ ગુણોની ભિન્નતાનું કારણ વ્યવહારિક ભિન્નતા હોવા છતાં, પરસ્પરમાં અભિન્નતાનો પરિચય આપવા માટે પારિવારિક ભાવનાઓને અનુરૂપ જ, પરસ્પરમાં સંબોધન કરવાનુ તથા સદ્ભાવ રાખવાનું આવશ્યક છે.

સદ્ભાવ હૃદયની વસ્તુ છે અને પ્રીતિનું ઉદગમ સ્થાન છે. સદ્ભાવને અનુરૂપ જ કર્મનો જન્મ થાય છે અને કર્મને અનુસાર જ સંબંધની સ્થાપના થાય છે. સંબંધને



અનુરૂપ સંબોધન થવાથી કર્તવ્ય કર્મની દૃઢતા થાય છે, જેથી કરીને વ્યક્તિ અને સમાજ બન્નેનું નિર્માણ થાય છે, સચ્ચરિત્રતાની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે.

સાધન નિર્માણ માટે જ પરસ્પરમાં સદ્ભાવની સ્વીકૃતિ કરવામાં આવે છે. અપવિત્રતાને પવિત્રતામાં પલટાવવા માટે જ ભિન્ન ભિન્ન પ્રકારના સંબંધોની સ્થાપના કરાયેલી હોય છે. એટલા માટે જ સંબંધોને અનુરૂપ જ સંબોધન કરવાનું ઉચિત છે. જો સ્થાપિત કરાએલ સંબંધોને અનુરૂપ સંબોધન કરવામાં ન આવે તો પવિત્રતાને સુરક્ષિત રાખવાનું સંભવતું નથી. કારણ કે દેહાભિમાન રહે ત્યાં સુધી પશુ પ્રકૃતિનો પ્રભાવ રહે છે. પશુતને માનવતામાં પલટાવવા માટે એ જરૂરનું બની જાય છે કે જે સંબંધો પોતાની સાંસ્કૃતિક મર્યાદા તેમજ સામાજીક વ્યવસ્થાને અનુસાર સ્વીકારાયા હોય, તે સ્વીકૃતિ અનુસાર જ સંબોધન કરવામાં આવે, જેથી સદ્ભાવની સિદ્ધિ થાય છે અર્થાત્ પરસ્પરના વ્યવહારમાં પવિત્રતા આવી જાય છે. સદ્ભાવની સિદ્ધિ થતાં, રાગને વૈરાગ્યમાં અને ભોગને યોગમાં પલટાવવા માટે દેહાભિમાન રહિત થવાનું અનિવાર્ય છે. એમ ત્યારે જ થવા સંભવ છે કે જ્યારે કર્મની ભિન્નતા હોવા છતાં સ્નેહની એકતા અપનાવી લેવામાં આવે. એવો નિયમ છે કે જેમ જેમ સ્નેહની એકતા વધતી જાય છે તેમ તેમ સ્વાર્થભાવ અર્થાત્ ભોગની ઈચ્છા મટતી જાય છે. ઈચ્છાઓનો

અંત આવતાં જ ચિત્ત શુદ્ધ બની જાય છે. ચિત્ત શુદ્ધ બની જતાં સઘળા પ્રકારના રાગનો અંત આવી જાય છે. રાગનો અંત આવી જતાં જ વીતરાગપણું આપોઆપ આવી જાય છે અને વીતરાગપણું આવતાં જ માનવ માત્રમાં આત્મીયતા અર્થાત્ સર્વાત્મભાવ થઈ જાય છે.



## સંત-વાણી

**ઈશ્વર** – જેને પામ્યા વિના પરમ શાન્તિ ન પમાય એ જ ઈશ્વર છે.

**યોગ** – પોતાનામાં ભગવાનને પ્રતિષ્ઠિત કરીને, પોતાનું સઘળું જ ભગવાનને સમર્પિત કરી દેવું, અર્થાત્ ભોગ-ભાવનો અભાવ કરી દેવો એ જ યોગ છે.

**આનંદ** – જે આવીને મટી જાય તેને આનંદ સમજવો એ ભૂલ છે. આવ્યા પછી આનંદ મટતો નથી; અર્થાત્ મટી જાય એ આનંદ નહિ, એ તો મનની થકાવટ છે.

( संत समागम भाग १ पृष्ठ १४१ )



# સાતમો નિયમ

### નજદીકની જન-સમાજની યથાશક્તિ ક્રિયાત્મક રૂપે સેવા કરવી.

પ્રત્યેક મનુષ્યમાં વિવેક-ભાવ તથા ક્રિયાશક્તિ રહેલ છે. જ્યારે મનુષ્ય વિવેકથી ભાવ તરફ અને ભાવથી ક્રિયા તરફ ગતિશીલ થાય છે ત્યારે ભોગમાં ફસાઈ જાય છે, પરંતુ ભોગમાંથી યોગ તરફ ગતિશીલ થવાને માટે ક્રિયાને ભાવમાં અને ભાવને વિવેકમાં વિલીન કરવાં જોઇશે. આ મૂળ સિદ્ધાંતને આચરણમાં મુકવા માટે એ જરૂરનું બની જાય છે કે આપણી પ્રત્યેક ચેષ્ટા કોઈ એક ભાવમાં વિલીન થઈ જાય. જ્યારે સઘળી ચેષ્ટાઓ એક જ ભાવમાં વિલીન થઈ જશે ત્યારે ભાવ આપોઆપ વિવેકમાં વિલીન થઈ જશે– જે વસ્તુતાએ યોગ છે. એટલે ભોગમાંથી યોગ તરફ ગતિશીલ થવાને માટે પ્રત્યેક ક્રિયાદ્વારા પોતાનો ભાવ શુદ્ધ કરવો જોઈશે. ભાવ અમર્યાદિત અને ક્રિયા મર્યાદિત હોય છે. એટલા માટે જ અમર્યાદિત ભાવને સબળ તથા સ્થાયી બનાવવા માટે નજદીકની જન-સમાજની સેવા કરવી એ આવશ્યક છે, કારણ કે પ્રત્યેક વ્યક્તિની શક્તિ મર્યાદિત હોય છે. નજદીકની સમાજની ક્રિયાત્મક રૂપે સેવા કરવાથી પરસ્પરમાં એકતા પ્રસરશે અને પવિત્ર ભાવોની દૃઢતા થશે,

જેથી કરીને ભાવ વિવેકમાં વિલીન થઈને મનુષ્યને સહજ યોગમાં પ્રતિષ્ઠિત કરી દેશે.

સેવા કરતી વખતે કેવળ એ વાતપર દૃષ્ટિ રહે કે પ્રાપ્ત સુખ કોઈ દુ:ખીના અધિકારનુ રક્ષણુ કરવામાં વપરાઈ રહ્યું છે – તે દુ:ખી કોણુ છે ? શું છે ? એ તરફ લેશ માત્ર દૃષ્ટિ જવી જોઇએ નહિ. જે પોતાની નજીક રહે છે તેને પોતાના પર કુટુમ્બીજનોના જેવો જ અધિકાર છે. આમ તો મનુષ્ય જેને પોતાના માની લે છે તેની પ્રીતિ તથા તેની સેવા સ્વભાવિકપણે જ કરે છે, પરંતુ મોહયુક્ત હોવાને કારણે તે કેવળ એવાઓને પોતાના માને છે કે જેની સાથે શારીરિક સંબંધ હોય, બીજાઓને પોતાનાં માનતો નથી. પરંતુ સેવકના જીવનમાં તો મોહને માટે કશું સ્થાન જ રહેતું નથી, એટલે તેનું તો સઘળું કંઈ સહુ કોઈને માટે હોય છે.

એકતા અનેક પ્રકારની હોય છ– સામાજીક એકતા, કર્મની એકતા, પ્રીતિની એકતા, વિચારોની એકતા, લક્ષ્યની એકતા વગેરે વગેરે. પરંતુ, સઘળાઓની સાથે વાસ્તવિક એકતા તો જાતીય અથવા સ્વરૂપની એકતા છે. સ્વરૂપની એકતાનો અનુભવ તત્ત્વ દૃષ્ટિથી થાય છે, જાતીય એકતાનો અનુભવ આસ્તિક બુદ્ધિથી થાય છે અને માની લેવામાં આવેલી એકતા વ્યવહારિક દૃષ્ટિથી પ્રતીત થાય છે. જેની સાથે પોતાનો સંબંધ હોય અથવા જે પોતાની નજીક હોય તેજ



નિકટવર્તી છે. તેની ક્રિયાત્મક રૂપે સેવા કરવાથી ભાવમાં શુદ્ધિ આવી જાય છે. જેમ જેમ ભાવ શુદ્ધ થતા જાય છે તેમ તેમ અંતર તથા ભેદ મટતાં જાય છે. જેમ જેમ ભેદ મટતો જાય છે તેમ તેમ સેવાની સદભાવના વિભુ એટલે કે વ્યાપક થતી જાય છે. પછી નિકટવર્તી અને દૂર વર્તીનો ભેદ રહેતો નથી. વિવેકથી સદભાવની ઉત્પત્તિ થાય છે અને ક્રિયાત્મક સેવાથી તેની પુષ્ટિ થાય છે. મનુષ્ય જ્યાં હોય ત્યાં ભાવને અનુરૂપ સુગમતાપૂર્વક સેવા કરી શકે છે. જે કોઇને જે કંઈ મળતું હોય તે પ્રાકૃતિક ન્યાય છે. એ દૃષ્ટિથી આપણા પાડોશી ગમે તેવા હોય તે આપણી સેવાના અધિકારી છે. . જેને આપણે કોઇપણ નાતાની રૂએ પોતાના કહી શકીએ તે પોતાના નિકટવર્તી છે. આધ્યાત્મિક અને આસ્તિકવાદની દૃષ્ટિથી ચરાચર જગત પોતાને નિકટવર્તી છે, પરંતુ સૃષ્ટિ અનંત અને વ્યક્તિગત શક્તિ મર્યાદિત હોવાના કારણે ક્રિયાત્મક રૂપે તો નિકટવર્તી વ્યક્તિઓની જ સેવા થઈ શકે છે, તેમ છતાં ભાવ અમર્યાદિત રહી શકે છે અમર્યાદિત ભાવ પોષાવાથી રાગદ્વેષ મટી જાય છે, હૃદય ત્યાગ અને પ્રેમથી ભરપુર થઇ જાય છે. સેવા કરવાને માટે તો સહુ કોઈ પોતાના છે, પરંતુ પોતાના માટે તો કેવળ એજ પોતાનું છે કે જે સઘળી વસ્તુ અવસ્થા તેમજ પરિસ્થિતિઓથી પેલી પાર છે. તેની સાથેની અભિન્નતા અથવા સર્વહિતકારી ભાવનાની દૃઢતા, ત્યાગ અને પ્રેમથી જ સંભવે છે. પ્રેમ

તેજ કરી શકે છે કે જે કોઈનું પણ બુરૂં ન ચાહે અને ત્યાગ તેજ કરી શકે છે કે જે ચાહ રહિત હોય. કોઈનું બુરૂં ન ચાહવાથી હૃદય પ્રેમથી ભરપુર બની જાય છે અને ચાહરહિત થવાથી જીવન ત્યાગમય બની જાય છે. એટલા માટે ત્યાગ તેમજ પ્રેમ યુક્ત જીવન બનાવવાને માટે સ્વાર્થ રહિત ભાવથી નિકટવર્તી જન-સમાજની યથાશક્તિ ક્રિયાત્મક સેવા કરવી એ અનિવાર્ય છે.



## સુંદર સમાજનું નિર્માણ

જેવી રીતે અચળ હિમાલયમાંથી અનેક નદીઓ નીકળે છે અને ભૂમિને હરિઆળી બનાવી દે છે, એવી રીતે અન્તર્મુખ પ્રેમ યુક્ત જીવનમાંથી સેવા રૂપી અનેક નદીઓ નીકળે છે – જે વિશ્વને હરિયાળું બનાવી શકે છે. અથવા એમ કહો કે પ્રેમથી પોતાનું કલ્યાણ અને સેવાથી સુંદર સમાજનું નિર્માણ થાય છે. સેવાભાવથી ઉત્પન્ન થયેલ ક્રિયાશીલપણું પ્રેમને પુષ્ટ કરે છે અને પ્રેમ સેવાને સજીવ બનાવે છે.

( जीवन दर्शन पृष्ठ ३ )



# આઠમો નિયમ

### શારીરિક હિતની દષ્ટિએ આહાર-વિહારમાં સંયમ અને દૈનિક કાર્યોમાં સ્વાવલંબન

માનવ શરીર ઘણાં જ મહત્વની વસ્તુ છે; કારણ કે આ શરીરથી જ મનુષ્ય સાધનામાં પ્રવૃત્ત થઇને પોતાનું પરમલક્ષ્ય પ્રાપ્ત કરીને કૃતકૃત્ય બની શકે છે. તેથી આ અનુપમ શરીરના હિતને માટે આહાર-વિહારમાં સંયમ કરવો એ ઘણું જ જરૂરનું છે. પરંતુ અસાવધાનીના કારણે મનુષ્ય હિતની દૃષ્ટિ છોડી દઇને સુખની દૃષ્ટિ અપનાવે છે, મતલબ કે આહાર-વિહારમાં વિલાસ તથા અસંયમી બની જાય છે. તેનું પરિણામ ઘણું જ ભયંકર તથા દુઃખદ બની ચૂકે છે; કારણ કે અહિતકર ચેષ્ટામાં પ્રવૃત્ત થવું એ જીવનનો અનાદર છે, પ્રકૃતિનો વિરોધ છે અને ઐશ્વરી વિધાનનું ઉલ્લંઘન છે. એટલું જ નહિ પરંતુ મનુષ્ય સુખ દુઃખની જાળમાં ફસાઇને પોતાને દીન હીન બનાવી મુકે છે અને સાધન યુક્ત જીવનથી વંચિત થઈ જાય છે. આજ વસ્તુતાએ પશુતા છે. – આહારનો સંબંધ પ્રાણ અર્થાત જીવન-શક્તિ સાથે છે, વિહારનો સંબંધ મન ઈન્દ્રિયો વગેરે સાથે છે. પ્રાણશક્તિનો ક્ષય અથવા અભાવ થવાથી ઈન્દ્રિય વગેરે બધું પોતપોતાના કર્તવ્યથી ચ્યુત થઈ જાય છે,

જેના પરિણામે મનુષ્ય પોતાનું લક્ષ્ય પ્રાપ્ત કરી શકતો નથી. આ દૃષ્ટિએ જીવન શક્તિને સુરક્ષિત રાખવાનું અને તેનો સદ્વ્યય કરવાનું ઘણું જ જરૂરનું છે.

જીવન–શક્તિ સુરક્ષિત રાખવાને માટે, આહાર એટલે ભોજન–વિજ્ઞાન પર યથાયોગ્ય વિચાર કરવો જોઈએ અને જે આહારથી શારીરિક હિત થાય તેવા આહારનું સેવન કરવું જોઇએ.

વિશેષે કરીને આહાર ત્રણ પ્રકારના હોય છે. (૧) હિત કર, (૨) રૂચિ કર, (૩) સુખ કર. હિતકર આહાર હમેશાં કરવો જોઇએ, રૂચિ કર કોઈ એક વસ્તુ હોવી જોઇએ અને સુખકર કોઈ કોઈ વાર લેવો જોઇએ. હિતકર ભોજન તે કહેવાય કે જેમાં વધારેમાં વધારે પ્રાકૃતિકતા તથા સ્વાભાવિકતા હોય – જેમ કે નિરોગી ગાયનું શેડકઢું દૂધ અને ઘઉં, જવ, ચોખા, મગ, ફળ તેમજ પાંદડાવાળી શાકભાજી વગેરે. રૂચિકર અને સુખકર ભોજનમાં એટલું જ અંતર છે કે રૂચિ તો તેને કહેવામાં આવે છે કે જે, શરીરની જરૂરીયાત પ્રમાણે, યોગ્ય સમયે, રસો પૈકી કોઈ એક રસ વિશેષ માટે થાય છે, વસ્તુની નહિ; જ્યારે સુખકર ભોજનમાં તો સ્વાદની પ્રધાનતા હોવાને કારણે કોઈ વસ્તુ વિશેષનો આગ્રહ રહે છે, કેવળ રસનો નહિ; રૂચિકર ભોજનમાં પ્રધાનતા રસની હોય છે, સ્વાદની નહિ; જો કે સ્વાદ રૂચિકર રસમા આવી જાય છે પરંતુ તૃષ્ણા પૂર્વક ભોજન કરવાથી રસનો



રસા સ્વાદ થતો નથી. કેવળ વસ્તુ તથા સ્વાદમાં પ્રવૃત્તિ દૃઢ થઈ જાય છે – જે અનેક પ્રકારના રોગોની ઉત્પત્તિનું કારણ બને છે. આસક્તિ પૂર્વક ભોજન કરવાનો સ્વભાવ, કેવળ એ કારણે બની જાય છે કે મનુષ્ય ભોજનમાં જ જીવન–બુદ્ધિ કરી લે છે, જે વસ્તુતાએ પ્રમાદ છે. વસ્તુતાએ ભોજન યજ્ઞ છે, ઉપભોગ નથી. આ દૃષ્ટિથી ભોજનમાં એવી વસ્તુઓ લેવી જોઈએ કે જેથી પ્રાણ દેવતાની યથાવત્ પૂજા સેવા થઈ શકે, એટલે કે પ્રાણ શક્તિ સુરક્ષિત રહી શકે. યજ્ઞમાં એવી વસ્તુઓનો ઉપયોગ થાયછે, અર્થાત્ એ વસ્તુઓની આહૂતી દેવાય છે કે જે હિત કર હોય અને હિત એ વસ્તુઓથી થાય છે કે જે સ્વભાવથી સાત્વિક હોય.

ભોજન કયારે અને કેવી રીતે કરવું જોઇએ એની જાણકારી પણ જરૂરની છે. સ્વાસ્થ્યની દૃષ્ટિએ, દિવસે બીજા પ્રહરમાં અને રાત્રે પ્રથમ પ્રહરમાં ભોજન કરી લેવું જોઇએ. ભોજન શાન્ત તથા પ્રસન્ન ચિત્તથી ચાવી ચાવીને કરવું જોઈએ, જેથી મોઢામાં પાચક રસ, પુરતી માત્રામાં મળી જાય; આ સંબંધમાં કોઇ કોઇએ તો ત્યાં સુધી કહી દીધું છે કે ભોજ્ય પદાર્થોને પીઓ અને પેય પદાર્થોને ખાઓ, મતલબ કે ભોજ્ય પદાર્થોને એટલા ચાવો કે તે તરલ બની જાય. ભોજનનું પ્રમાણ અધિક નહિ તેમ કમ પણ ન હોવું જોઇએ. એટલી માત્રામાં ભોજન કરવું જોઇએ કે જેથી પેટનું મન પર ખેંચાણ રહ્યા ન કરે. પેટનું ખેંચાણ કમ અથવા અધિક આહાર કરવાથી જ થાય છે. આ બંને

પરિસ્થિતિંઓ જ અપ્રાકૃતિક છે. કંઇને કંઈ શારીરિકશ્રમ કર્યા વિના ભોજન કરવું તે અહિતકર છે; એટલે થોડોકશ્રમ કર્યા પછી ભોજન કરવું જોઇએ. ભોજનની ઉત્પત્તિ તથા તેના પાચનનો સંબંધ સૂર્ય સાથે છે. એ કારણે દિવસના બીજા પ્રહરમાં અને રાત્રિના પહેલા પ્રહરે ભોજન કરવાનું હિતકર થાય છે. એવા લોકોથી બનાવવાયેલું ભોજન સ્વાસ્થ્યકર થાય છે કે જેઓની સાથે કર્મ વિચાર તથા સ્નેહની એકતા હોય. ભોજન કરતી વખતે એ વાત પર વિશેષ ધ્યાન રાખવું જોઇએ કે પોતાની નજદીક કોઈ એવું પ્રાણીતો નથી કે જેણે ભોજન કર્યુ ન હોય. બને ત્યાં સુધી ભોજ્ય બાટી દઇને ભોજન કરવું જોઇએ. ભોજન બનાવતી વખતે અથવા બીજાથી બનાવવાની વખતે એ વાતનું પણ ધ્યાન રાખવું જોઇએ કે બનાવાતા ભોજનમાંથી બીજાઓને પણ આપવાનું હોય છે. કેવળ પોતાને માટે જ ભોજન બનાવવુ તે ઉચિત નથી; કારણ કે પ્રત્યેક પ્રાણીએ એવી અવસ્થામાં પણ ભોજન કર્યું હોય છે કે જ્યારે તે પોતે બનાવી શકતું નહોતું. આ નિર્વિવાદ સત્યનો હમેશાં આદર કરવો જોઇએ. યાદ રાખો કે આપણને જે કંઈ મળ્યું છે તે કોઈકની દેન છે. એટલા માટે દેવાની સ્થિતિમાં, ભોજ્ય બાટી દઈને જ ભોજન કરવું જોઇએ.

વિહાર મન ઇન્દ્રિય આદિનું ભોજન છે. આ સંબંધમાં પણ યથાયોગ્ય ધ્યાન રાખવું જોઇએ.



મન ઇન્દ્રિય વગેરેમાં ઉત્પન્ન થયેલા વેગને દબાવવો અથવા તો અમર્યાદિત ઢંગથી પૂરો કરવો તે ઉચિત નથી. જે વેગ ઉત્પન્ન થયો હોય તેને નિયમાનુકૂલ સાધન બુદ્ધિથી પૂરો કરવો જોઇએ. વેગ છુપાએલા રાગનું પરિણામછે. જે રાગને વિવેકપૂર્વક મટાડવામાં ન આવે તેની વાસ્તવિકતાના અનુભવ કરવાને માટે નિયમિત તેમજ ધર્માનુકૂલ પ્રવૃત્તિ અનિવાર્ય છે. અને પ્રત્યેક પ્રવૃત્તિના અંતમાં સ્વાભાવિક નિવૃત્તિ અપનાવી લઇને મન તેમજ ઇન્દ્રિય વગેરેને સ્વસ્થ અને શાંત કરવાં જોઇએ; કારણ કે પ્રવૃત્તિના અંતમાં મન, ઈન્દ્રિય વગેરે શાન્ત અને સ્થિર થવાથી જ આવશ્યક શક્તિનો વિકાસ થાય છે – જે ઉન્નતિનું મૂળ છે.

છીંક, તરસ, ભૂખ, નિદ્રા તેમજ મળમૂત્ર ત્યાગ વગેરે શારીરિક વેગોને યથા સમય તુરત નિવારવા એ સ્વાસ્થ્યકર છે. કામના વેગના બાબત પણ વિચાર કરવો જરૂરનો છે. મનો વિજ્ઞાનની દૃષ્ટિએ કામનો વેગ શરીરના બીજા બધા વેગો કરતાં બલવત્તર અને પ્રધાન હોય છે. જ્યાં સુધી સર્વ ઈન્દ્રિયોનું બ્રહ્મચર્ય સિદ્ધ ન થઈ જાય, ત્યાં સુધી કામપર વિજયી થવાનુ સંભવતું નથી. શરીરની સત્યતા અને સુંદરતા તથા ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો પ્રભાવ જ્યાં સુધી રહે છે ત્યાં સુધી કામનો અંત આવતો નથી. એટલા માટે કામ પર વિજયી થવાને માટે શરીરની વાસ્તવિકતાનું યથાર્થ જ્ઞાન તથા પોતાના અભીષ્ટમાં અત્યંત પ્રીતિની જાગૃતિ

આવવાનું અનિવાર્ય છે; કારણ કે લક્ષ્યની પ્રીતિનો રસ સઘળી ઈચ્છાઓને ગળી જઈને તીવ્રલાલસા ઉત્પન્ન કરે છે. એટલે કામનો તે અંત લાવી શકે છે. કોઈ આસ્તિકનું એવું કથન છે કે રામની લાલસા કામને ગળી જઇને રાગથી અભેદ પમાડી દે છે, આ સિવાય બની શકે ત્યાં સુધી વ્યક્તિગત દૈનિકકાર્ય પોતપોતાથી કરી લેવું જોઇએ. જ્યાં સુધી કોઈ પ્રકારનું વિવશપણું ન આવી જાય ત્યાં સુધી કોઈ બીજાની સહાય લેવી જોઇએ નહિ. કારણ કે પોતેપોતાનું કામ પોતાથી ન કરવાથી શ્રમનો મોટો અનાદર થાય છે, જેથી મનુષ્ય આળસુ અને વિલાસી બની જાય છે; આથી અર્થનું મહત્વ વધે છે, જે મનુષ્યમાં સંગ્રહની ભાવના ઉત્પન્ન કરે છે. આથી તો મનુષ્યમાં મિથ્યાભિમાન આવી જાય છે અને સમાજમાં દરિદ્રતાની વૃદ્ધિ થાય છે. એટલા માટે સ્વાવલંબન અપનાવી લેવાથી જ સમાજની દરિદ્રતા દૂર કરી શકાય છે અને વ્યકિતપોતે આળસ, અભિમાન તેમજ વિલાસિતાથી મુક્ત થઈ શકે છે.





# નવમો નિયમ

## શરીરશ્રમી, મનસંયમી, બુદ્ધિ વિવેકવાળી હૃદય અનુરાગી અને " અહં " ને અભિમાન શૂન્ય કરીને પોતાને સુંદર બનાવવા

પોતાને સુંદર બનાવવા માટે શારીરિકશ્રમ અત્યંત આવશ્યક છે; કારણ કે જેનું શરીરશ્રમી હોતું નથી તે સ્વસ્થ રહી શકતો નથી અને સમયનો આદર પણ કરી શકતો નથી. સમયનો અનાદર એ જીવનનો અનાદર છે; કારણ કે સમયનો આદર કર્યા વિના નિશ્ચિત કાર્યક્રમની પૂર્તિ સંભવતી નથી. દૈનિકકાર્યોની અપૂર્તિથી મનમાં ચંચળતા, ભિન્નતા અને વ્યર્થ ચિન્તન વગેરે વિકારો ઉત્પન્ન થાય છે – જેનું પરિણામ દરેક રીતે દુઃખદ જ બની ચૂકે છે. એટલા માટે, શારીરિકશ્રમ વિકાસનું મૂળ છે. શરીર શ્રમી બનવાથી મનમાં આપોઆપ સંયમ આવી જાય છે. જેમ જેમ મનનો સંયમ સબળ અને સ્થાયી બનતો જાય છે તેમ તેમ આગળ પાછળનું વ્યર્થ ચિન્તન મટતું જાય છે. વ્યર્થ ચિન્તન મટતાંજ મનમાં ઉત્પન્ન થયેલ શુદ્ધ સંકલ્પોની પૂર્તિ આપોઆપ થવા લાગે છે. મનુષ્ય જો સંકલ્પની પૂર્તિના સુખમાં પોતાને જકડી દે નહિ તો મન – નિર્વિકલ્પ બની જાય છે. મન નિર્વિકલ્પ બનતાં જ વિષય ઇન્દ્રિયોમાં અને ઇન્દ્રિયો

મનમાં વિલીન થવા માંડે છે. પછી સહજજ યોગની પ્રાપ્તિ થઈ જાય છે.

યોગ કલ્પતરૂ સમાન છે. તે જીજ્ઞાસુને વિચાર, પ્રેમીને પ્રેમ તેમજ ભૌતિકવાદીને આવશ્યક શક્તિ આપે છે. જેવી રીતે પૃથ્વીમાં પડેલું બીજ પોતાથી ઉગી નીકળે છે, તેવી રીતે મન નિર્વિકલ્પ થઈ જવાથી છુપાએલી વાસનાઓની પૂર્તિ આપોઆપ થવા લાગે છે. આ દૃષ્ટિએ યોગની આવશ્યકતા પ્રત્યેક મનુષ્યને છે અને મન સંયમી થવાથી જ તેની પ્રાપ્તિનો સંભવ છે. જ્યારે મન સંયમી બની જાય છે ત્યારે બુદ્ધિ સમભાવી બનીને વિવેકવતી થઈ જાય છે. પછી નિર્મોહતાનો ઉદય થાય છે અને પોતાનાં કર્તવ્ય અને બીજાઓના અધિકારનું જ્ઞાન આવી જાય છે. મોહરહિત થવાથી નિર્વાસના આવી જાય છે. પછી કોઈ પ્રકારનું બંધન જ રહેતું નથી. મતબલ કે વાસ્તવિક સ્વાધીનતા પ્રાપ્ત થઈ જાય છે – જે સહુને ગમે છે. સ્વાધીનતા પ્રાપ્ત થતાંજ હૃદય અનુરાગી બની જાય છે. અનુરાગી હૃદયમાં લેશ માત્ર પણ રાગદ્વેષ રહેતા જ નથી. એટલું જ નહિ પણ અનુરાગી હૃદયમાં, જે વ્યક્તિઓ સાથે કોઈ પ્રકારનો સંબંધ કે પરિચય ન હોય તેવી વ્યક્તિઓને પણ સુખી જોઇને પ્રસન્નતા અને દુઃખી જોઇને કરૂણાનો સંચાર થાય છે; કારણ કે અનુરાગી હૃદય કોઇનું બુરૂં ચાહતું નથી, સહુ કોઇના હિતમાં જ અભિરત રહે છે. આસ્તિકવાદની દૃષ્ટિએ



અનુરાગી હૃદયમાં જ ભક્તિનો એવો અનુપમ રસ ઉત્પન્ન થાય છે કે જે પામીને મનુષ્ય કૃતકૃત્ય બની જાય છે. ભક્તિ વિના, માનવની જે માંગ છે એવા અખંડ અને અનંત રસની ઉપલબ્ધિનો સંભવ હોતો નથી.

હૃદય અનુરાગથી પરિપૂર્ણ થવાથી "અહં" અભિમાન શૂન્ય થઈ જાય છે. અભિમાન શૂન્ય થતાંજ અનંત નિત્ય જીવન સાથે અભિન્ન થઈ જવાય છે. આજ જીવનનું પરમ લક્ષ્ય છે.

શરીરશ્રમી અને મન સંયમી બનવાથી શક્તિ, બુદ્ધિ વિવેકવતી થવાથી મુક્તિ, હૃદય અનુરાગી થવાથી ભક્તિ અને "અહં" અભિમાન શૂન્ય થવાથી અનંત તેમજ નિત્યજીવન સાથે અભિન્નપણું આપોઆપ પ્રાપ્ત થઈ જાય છે– આજ જીવનની પૂર્ણતા છે. એટલા માટે પોતાને અંગેઅંગ સુંદર બનાવવા માટે શરીરશ્રમી, મન સંયમી, બુદ્ધિ વિવેકવતી, હૃદય અનુરાગી અને "અહં" અભિમાન શૂન્ય થાય એ અત્યંત જરૂરનું છે.



## દસમો નિયમ

**સિકકાથી વસ્તુ, વસ્તુથી વ્યકિત, વ્યકિતથી વિવેક તથા વિવેકથી સત્યને અધિક મહત્વ આપવું.**

યથાવત્ વિચાર કરવાથી એમ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે જીવનમાં સિક્કાની કોઈ આવશ્યક્તા નથી. સિક્કા એતો કેવળ આપ લે માટેનું એક માધ્યમ છે, બીજું કશું નહિ. સિક્કાના મહત્વે માનવને અભિમાની, વિલાસી, આળસુ તેમજ સંગ્રહખોર બનાવી દીધેલ છે. જે વસ્તુઓની ઉત્પત્તિ શારીરિક તેમજ બૌદ્ધિક શ્રમ અને પ્રાકૃતિક વસ્તુઓદ્વારા થાય છે તેની જીવનમાં આવશ્યકતા હોય છે. વસ્તુઓનો ઉપયોગ વ્યક્તિનું રક્ષણ કરવામાં હોય છે, સિક્કાનો સંગ્રહ કરવામાં નહિ. પરંતુ જ્યારથી વસ્તુઓના ઉત્પાદનને સિક્કાની વૃદ્ધિ કરવામાં લાગુ કરી દેવામાં આવ્યુ છે ત્યારથી માનવ સમાજમાં વિષમતા, દરિદ્રતા તથા અનેક પ્રકારના અભાવ ઉત્પન્ન થઈગયા છે– જેના પરિણામે સમય સમય પર અનેક વિપ્લવ થતા રહે છે. આજે તો સિક્કાના બળથી મોટા મોટા શિક્ષિત અને વૈજ્ઞાનિક લોકોને ખરીદ કરીને તેઓનાં શિક્ષણ અને વિજ્ઞાનના બળનો દુરૂપયોગ થઈ રહ્યો છે. આ પ્રમાદ સિક્કાને મહત્વ આપવાથી જ ઉત્પન્ન થયો છે.

પરસ્પરમાં સંઘર્ષ ત્યારે મટી શકે છે કે જ્યારે સિક્કાનો ઉપયોગ એકમાત્ર વસ્તુઓના ઉત્પાદનમાં કરવામાં



આવે અને વસ્તુઓનો ઉપયોગ વ્યક્તિઓનાં રક્ષણને માટે હોય, મતલબ કે ઉત્પાદન કરનારાઓની મનોવૃત્તિમાં એવી સદ્ભાવના અંકાઈ જાય કે આપણું ઉત્પાદન વ્યક્તિઓના રક્ષણ માટે છે, સિક્કાનો સંગ્રહ કરવા માટે નહિ, અને વ્યક્તિઓના મનમાં એવી ભાવના જાગૃત થઈ જાય કે જીવનની સાર્થકતા વિવેકમાં જ સમાએલી છે. વિવેક વિના પોતાનાં કર્તવ્ય અને બીજાઓના અધિકારનું જ્ઞાન જ થતું નથી, પરંતુ અનેક પ્રકારના પરસ્પરમાં સંઘર્ષ અને દ્વન્દ્વ ઉત્પન્ન થતાં રહે છે. અધિકાર લાલસાના પ્રલોભનથી મોહિત બનીને અનેક સંગઠનનો જન્મ થયો છે. એક સંગઠનથી બીજાં સંગઠન પ્રતિ જે ન થવું જોઇએ તેમ પણ થયું છે. એટલું જ નહિ પણ માનવની આકૃતિ ધરી વિવેકહીન મનુષ્યોએ એવી ધૃણાપાત્ર ચેષ્ટાઓ પણ કરી છે કે જે પશુ પક્ષી પણ કરતાં નથી. આ હૃદય-વિદારક દુઃખદ ઘટનાઓ પર વિચાર કરવાથી એવો પ્રકાશ મળે છે કે વ્યક્તિઓએ એવી રીતે વર્તવું જોઇએ કે તે વિવેક અપનાવી લઇને સત્યની ખોજ કરતાં કરતાં સત્યથી અભિન્ન થઈ જાય. પણ એમ બનવાનો ત્યારે સંભવ છે કે જયારે મનુષ્ય સિકકા કરતાં વસ્તુને, વસ્તુ કરતાં વ્યકિતને, વ્યકિત કરતાં વિવેકને અને વિવેક કરતાં સત્યને વધારે મહત્વ આપે; મતલબ કે વસ્તુઓને માટે સિકકાનો વપરાશ કરવામાં આવે, વ્યકિતઓનું રક્ષણ કરવા માટે વસ્તુઓનો ઉપયોગ કરવામાં

આવે અને વધારે સંખ્યા પર વિશેષ ધ્યાન ન આપતાં વિવેકયુક્ત વ્યક્તિઓનો આદર કરવામાં આવે; તેમ થતાં, તેઓની પાસેથી મળતા પ્રકાશથી કર્તવ્ય પરાયણતા પ્રાપ્ત થઈ જાય અને અધિકાર લાલસાનો મોહ નિવૃત્ત થઈ જાય. કર્તવ્ય પરાયણતા એજ વાસ્તવિક અધિકાર છે અને કર્તવ્ય પરાયણ મનુષ્ય જ સમાજના રૂણમાંથી મુક્ત થઈને સત્યનો અનુભવ પામી કૃતકૃત્ય થઈ શકે છે.

## સંત વાણી

"જેવી રીતે અન્ન-જળ પ્રાણનું ભોજન છે, તેવી રીતે સત્સંગ વિવેકનું ભોજન છે. સત્સંગ વિના કોઈ પણ વ્યક્તિ માનવ થઈ શકે નહિ, કારણ કે જેનામાં વિવેક-યુક્ત પ્રાણ હોય એજ માનવ છે. વિવેક રહિત પ્રાણ તો પશુ, પક્ષી તથા વૃક્ષોમાં પણ છે. માનવ જીવનની મહત્વપૂર્ણ વસ્તુ તો વિવેક જ છે. તેના વિકાસને માટે સત્સંગની પરમ આવશ્યકતા છે. સત્સંગ પ્રાપ્ત કરવાના ત્રણ ઉપાય છે. ૧ સદ્‌ગ્રંથ દ્વારા; ૨ સત્પુરૂષદ્વારા અને ૩ સર્વાન્તર્યામી રૂપે સત્સ્વરૂપ જે પરમાત્મા પ્રાપ્ત છે તે દ્વારા".

( संत समागम भाग २ पृष्ठ ३३६ )



# અગ્યારમો નિયમ

**વ્યર્થ ચિન્તનનો ત્યાગ તથા વર્તમાનના સદુપયોગદ્વારા ભવિષ્યને ઉજ્જવળ બનાવવું.**

વ્યર્થ ચિન્તનમાં ફસાએલ મનુષ્ય વર્તમાનનો સદુપયોગ કરતો નથી અને વર્તમાનના સદુપયોગ વિના ભવિષ્ય ઉજ્જવળ થવાનો સંભવ નથી. એટલા માટે વ્યર્થ ચિન્તનનો ત્યાગ કરવાનું ઘણું જ જરૂરનું છે. વ્યર્થ ચિન્તનનો અંત આવવાથી જ સાર્થક ચિન્તનનો ઉદય થાય છે. સાર્થક ચિન્તનનો ઉદય થતાં જ, જેની સાથે જાતીય અને રૂપની એકતા છે તેની પ્રાપ્તિ અને જેની સાથે માની લીધેલ એકતા છે તેની નિવૃત્તિ આપોઆપ થઈ જાય છે. પછી તમામ પ્રકારના અભાવોનો અભાવ થઈ જાય છે. આ દૃષ્ટિથી સાર્થક ચિન્તન કેટલા મહત્વની વસ્તુ છે એ વાત સ્પષ્ટ થઈ જાય છે.

વ્યર્થ ચિન્તનનો અંત લાવવાને માટે તેનું સ્વરૂપ જાણી લેવું તે જરૂરનું છે. આગળ પાછળનું ચિન્તન એજ વ્યર્થ ચિન્તન છે. જેની પ્રાપ્તિ કર્મદ્વારા થાય છે તેનું ચિન્તન કરવું એ પણ વ્યર્થ ચિન્તન છે. જેનાથી દેશ-કાળનું અંતર હોય, જે ઉત્પત્તિ વિનાશ યુક્ત હોય અને જેમાં જડતા હોય, મતલબ કે જે પોતે પોતાને પોતાથી પ્રકાશિત કરી શકે નહિ તેનું ચિન્તન પણ વ્યર્થ ચિન્તન છે.

આ દષ્ટિથી એમ નિર્વિવાદપણે ઠરી ચૂકે છે કે કોઈ પણ વસ્તુ, અવસ્થા તેમજ પરિસ્થિતિનું ચિન્તન કરવું જોઇએ નહિ; કારણ કે સઘળી અવસ્થાઓ કોઈને કોઈ કર્મનું પરિણામ છે, ચિન્તનનું નહિ.

ચિન્તન કેવળ તેનું જ કરવાનું છે કે જે સઘળી વસ્તુઓ, અવસ્થાઓ અને પરિસ્થિતિઓથી પેલી પાર છે, અને જેની પ્રાપ્તિ કોઈ કર્મથી સંભવતી નથી.

સાર્થક ચિન્તન અને કર્મમાં એક મોટો ભેદ છે. કર્મને માટે કોઈને કોઈ બાહ્ય સંગઠન તેમજ વસ્તુઓની અપેક્ષા હોય છે અને તેનો જન્મ ભોગવાસનાથી થાય છે. પરંતુ ચિન્તન, બાહ્ય સહાયતા વિના, સ્વાભાવિક રૂપે થાય છે અને તેનો જન્મ, સ્વાભાવિક આવશ્યકતાથી થાય છે– ભોગની ઇચ્છાઓથી નહિ. તેથી અતિરિક્ત જે નિરર્થક ચિન્તન છે તે વિષયાસક્તિ અર્થાત્ રાગથી જ થાય છે. તેટલા માટે તેનો સમૂળ અંત લાવવો એ જરૂરનું છે. નિરર્થક ચિન્તન કાષ્ટ સમાન અને સાર્થક ચિન્તન અગ્નિ તુલ્ય છે. જેવી રીતે કાષ્ટ બાકી ન રહેવાથી અગ્નિ આપોઆપ બુઝાઈ જાય છે તેવી રીતે સાર્થક ચિન્તન નિરર્થક ચિન્તનનો લય કરી દઇને અચિન્તપણામાં બદલાઈ જાય છે. જેમ જેમ અચિન્તપણું સબળ તેમજ સ્થાયી બનતું જાય છે, તેમ તેમ રાગ વૈરાગ્યમાં અને ભોગ યોગમાં પલટાઈ જાય છે. આ પ્રમાણે યોગ યુક્ત થવાથી જીજ્ઞાસુ તત્ત્વજ્ઞાનથી અને ભક્ત ભગવાનથી અભેદ પામી જાય છે.



પ્રત્યેક પરિસ્થિતિ પ્રાકૃતિક ન્યાય છે. તેના સદુપયોગમાંજ મનુષ્યનું હિત સમાયેલું છે. કારણ કે વર્તમાનનો સદુપયોગ કરવાથી ભવિષ્ય આપોઆપ જ ઉજ્જવળ બની જાય છે. મનુષ્ય પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરવામાં દરેક રીતે સ્વતંત્ર છે. પરતંત્રતા માત્ર અપ્રાપ્ત પરિસ્થિતિની પ્રાપ્તિ ઝંખવામાં જ હોય છે. આ કારણે ઉન્નતિશીલ મનુષ્ય પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરીને ભવિષ્યને ઉજ્જવળ બનાવી લે છે. તે કોઈ અપ્રાપ્ત પરિસ્થિતિની ઝંખના કરતો નથી, કારણ કે અપ્રાપ્ત પરિસ્થિતિની ઝંખના કરવામાં પ્રાપ્ત શક્તિ અને યોગ્યતાનો અપવ્યયજ થાય છે, કશું પ્રાપ્ત થતું નથી.

પ્રત્યેક પરિસ્થિતિ ભૌતિકવાદીની દષ્ટિએ કર્મોનું પરિણામ છે. અધ્યાત્મવાદની દષ્ટિએ કેવળ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો સદ્ભાવ છે અને પ્રતીતિ માત્ર છે. આસ્તિક દષ્ટિએ એજ પ્રિયતમનો સંદેશ અને આદેશ છે– બીજું કશું નહિ. એટલા માટે આસ્તિક વ્યક્તિએ પોતાના પ્રેમાસ્પદનો આદેશ અને સંદેશ માનીને, તેના નાતે, ભૌતિકવાદીએ સર્વહિતકારી કર્મોદ્વારા વિશ્વહિતના નાતે અને અધ્યાત્મવાદીએ અસંગતા પૂર્વક સર્વાત્મભાવને નાતે, પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરીને ભવિષ્યને ઉજ્જવળ બનાવી લેવું જોઇએ.



## प्रार्थना

मेरे नाथ
आप अपनी
सुधामयी,
सर्व समर्थ,
पतितपावनी,
अहैतुकी कृपासे;
दुःखी प्राणियों के हृदयमें
त्याग का बल,
एवम्
सुखी प्राणियों के हृदयमें
सेवा का बल,
प्रदान करें;
जिससे वे,
सुख दुःख के बंधनसे
मुक्त हो,
आपके
पवित्र प्रेमका,
आस्वादन कर,
कृत कृत्य हो जावें. ।



## પ્રાર્થનાની વ્યાખ્યા

પ્રાર્થના એ મનુષ્યનો વાસ્તવિક પુકાર છે. જેમાં જેમ મનુષ્ય પોતાની નિર્બળતાઓથી પરિચિત થાય છે તેમ તેમ સ્વભાવથી જ પ્રાર્થના થવા લાગે છે. પોતાની નિર્બળતાનું જ્ઞાન-એ વિકાસનું મૂળ છે, કારણ કે વર્તમાનની આવશ્યક્તા એજ ભવિષ્યની પ્રાપ્તિ બને છે. આવશ્યક્તા તેની હોય છે કે જેની સાથે જાતીય અને સ્વરૂપની એકતા અને માની લીધેલ ભિન્નતા હોય. માની લીધેલ ભિન્નતા પ્રમાદ ઉત્પન્ન કરીને, મનુષ્યને અનેક નિર્બળતાઓમાં ફસાવી દે છે. જેમ જેમ નિર્બળતાથી ઉત્પન્ન થતી વેદના વધતી જાય છે, તેમ તેમ તે તં નિર્બળતાઓનો અંત લાવવાને માટે, સ્વભાવથી જ પ્રાર્થના થવા લાગે છે. પ્રાર્થના, તેને માટે થાય છે કે જેની પ્રાપ્તિ અનિવાર્ય હોય. આ દૃષ્ટિએ પ્રાર્થના સફળતાની ચાવી છે. પ્રાર્થના મનુષ્ય માત્રને સ્વભાવથી જ અભીષ્ટ છે. દાર્શનિક તથા માન્યતાઓના ભેદ હોવા છતાં, પ્રાર્થના સહુ કોઈ ની એક હોય છે, કારણ કે સ્વાભાવિક આવશ્યકતા સહુ કોઈની એક અને અસ્વાભાવિક ઈચ્છાઓ અનેક હોય છે. પ્રાર્થનાનું ઉદ્ગમ સ્થાન, સ્વાભાવિક આવશ્યકતા છે, જે બીજ રૂપે મનુષ્ય માત્રમાં એકજ હોય છે. અસ્વાભાવિક ઈચ્છાઓમાં ભેદ હોવાથી, માન્યતાઓમાં ભલેને ભેદ હોય પરંતુ સ્વાભાવિક ઈચ્છા એક

હોવાના કારણે, માનવ માત્રનુ જીવન એક છે. આ દૃષ્ટિએ માનવ-સેવા-સંઘની પ્રાર્થના, માનવ માત્ર માટે હિતકર છે. એ પ્રાર્થનાનો પ્રથમ વાકયાંશ છે " मेरे नाथ ".

"મેરે" અને "નાથ" એ શબ્દોથી જે ધ્વનિ નીકળે છે તે પ્રાર્થના કરનારમાં પ્રિયતા, નિર્ભયતા અને નિશ્ચિંતતા જાગૃત કરે છે; કારણ કે "મેરે" શબ્દમા આત્મીયતાની અભિવ્યક્તિ છે. આત્મીયતા પ્રિયતાની જનની છે. પ્રિયતા સ્વભાવથી જ રસરૂપ છે. આ કારણે પ્રિયતા નિરસતાનો અંત લાવી શકે છે. નિરસતાનો અંત આવતાં જ, ભિન્નતા મટી જાય છે- જે મટતાં જ, ક્રોધ તથા ક્ષોભ વગેરે વિકારોનો અંત આવી જાય છે. ક્ષોભનો અંત આવી ગયેથી પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ થવા લાગે છે, અને ક્રોધનો અંત આવી જતાં જ, વિસ્મૃતિ મટી જાય છે, મતલબ કે કર્તવ્ય પરાયણતા આપોઆપ આવી જાય છે.

"નાથ" તેને કહી શકાય કે જે સમર્થ તથા રક્ષક હોય. તેની સ્વીકૃતિથી નિશ્ચિન્તતા તથા નિર્ભયતા સ્વભાવથી જ આવી જાય છે. નિશ્ચિન્તત વ્યર્થ ચિન્તન તથા નિરાશાને ગળી જાય છે, અને નિર્ભયતા પ્રાપ્તનો સદુપયોગ કરવામાં સમર્થ હોય છે. એટલે, " मेरे नाथ " વાકયાંશના અર્થનું સ્ફુરણ થતાં જ, નિરાશામાં આશાનું, અસફળતામાં સફળતાનું દર્શન થવા લાગે છે અને જીવન



એક નવીન ઉત્સાહ તથા ઉત્કંઠાથી પરિપૂર્ણ બની જાય છે.

આ પ્રાર્થનામાં પ્રાર્થના કરનાર પોતાની મૂળ નિર્બળતાઓની જાણકારી સાથે, જેની પ્રાર્થના કરે છે તેની કૃપા-શક્તિના મહિમામાં શ્રદ્ધા રાખે છે. મૂળ નિર્બળતાઓ મુખ્યત્વે કરીને ત્રણ પ્રકારની હોય છે :- જીવનની માંગ-અર્થાત્ મૃત્યુનો ભય માનવ માત્રને સ્વભાવથી હોય છે. સામર્થ્યના માંગ-અર્થાત્ પોતાની અસમર્થતાના દોષથી પણ, માનવ માત્ર સારી રીતે પરિચિત હોય છે. પવિત્રતા-અર્થાત્ જે ભૂલ થઈ ચૂકી હોય તેનાથી છુટકારો પામવાની રૂચિ પણ માનવ માત્રમાં સ્વભાવથી હોય છે. એવો નિયમ છે કે જેની પ્રાર્થના કરવામાં આવતી હોય તેના મહિમામાં શ્રદ્ધા રાખવાનું અનિવાર્ય બની જાય છે. નિર્બળતાને અનુરૂપ પ્રાર્થના અને પ્રાર્થનાને અનુસરતી ઈષ્ટની સ્તુતિ સ્વભાવથી જ થવા લાગે છે. આ કારણે, આ પ્રાર્થનામાં, પોતાના ઈષ્ટની કૃપા શક્તિના મહિમા માટે, ચાર પ્રકારનાં વિશેષણ સ્વીકારાયાં છે – सुधामयी, सर्व समर्थ, पतित पावनी અને अहैतुकी.

કૃપા सुधामयी હોઇને મૃત્યુનો ભયજ રહેતો નથી અને सर्व समर्थ હોઇને અસમર્થતાનો દોષ મટી જાય છે. पतितपावनी હોઇને પવિત્રતા આવી જાય છે અને अहैतुकी હોવાના કારણે માનવ માત્ર, એ કૃપા શક્તિના અધિકારી બની જાય છે. નિર્બળતાઓ ત્રણ પ્રકારની હોય છે,

અને આપણા જે ઈષ્ટ છે તેની કૃપામાં ચાર વિશેષણ છે. આ દષ્ટિએ પ્રાર્થના કરનાર અને તેના ઈષ્ટની વચ્ચે નિઃસંકોચ સંબંધ પ્રતિષ્ઠિત થઈ શકે છે, મતલબ કે આપણે સહુ, પ્રાર્થી બનીને સ્વાભાવિક આવશ્યકતાની પૂર્તિ અને અસ્વાભાવિક ઈચ્છાઓની નિવૃત્તિ કરી શકીએ છીએ. આ દષ્ટિએ, ઉપર જણાવેલ પ્રાર્થના, માનવ માત્રના વિકાસનો અચૂક ઉપાય છે.

આ પ્રાર્થનામાં આ વાતનું વિશેષ ધ્યાન રાખવામાં આવ્યું છે કે આ પ્રાર્થના કોઈ વ્યક્તિ, સંગઠન સંપ્રદાય, દેશ, જાતિ અને વર્ગવિશેષ વગેરે માટે રચવામાં આવી નથી પરંતુ, વિશ્વની એકતાનો સ્વીકાર કરીને, માનવ માત્રના હિતને માટે રચવામાં આવી છે. બીજી વાત એ છે કે આ પ્રાર્થનામાં, વિધાન અનુસાર, આપમેળે, જે થઈ રહ્યું છે તેનો વિરોધ કરવામાં આવ્યો નથી. મતલબ કે, પ્રાપ્ત પરિસ્થિતિના સદુપયોગની પ્રાર્થના છે, કોઈ અપ્રાપ્ત પરિસ્થિતિની માંગ નથી. એ વાત સહુ કોઇને માન્ય થશે કે પ્રત્યેક પરિસ્થિતિ સુખ તથા દુઃખ સાથે જોડાએલ હોય છે. પ્રત્યેક મનુષ્ય કોઇને કોઈ અંશમાં સુખી અને કોઇને કોઈ અંશમાં દુઃખી હોય છે. અથવા એમ કહો કે વર્તમાન પરિવર્તનશીલ જીવન, સુખ દુઃખથી યુક્ત છે. એ વાત સહુ કોઇને માન્ય થશે કે જેમાં સતત પરિવર્તન થાય છે તેમાં સ્થિરતા હોતી જ નથી તેમજ તેનું સ્વતંત્ર



અસ્તિત્વ પણ હોતું નથી. જેનું સ્વતંત્ર અસ્તિત્વ હોતું નથી, તેવા જીવનનો સ્વીકાર કરવો, એ આત્મ-વિવેકનો વિરોધ છે. એમ અવશ્ય કહી શકય કે પ્રાપ્ત પરિસ્થિતિ, વાસ્તવિક જીવન ન હોવા છતાં, વાસ્તવિક જીવનની સાધન સામગ્રી જરૂર છે. આ દષ્ટિએ, સુખ તથા દુઃખનો સદુપયોગ કરવો, એજ માનવ માત્રનું કર્તવ્ય છે. એ કર્તવ્યપરાયણતા અપનાવવાને માટે આ પ્રાર્થનામાં दुःखी प्राणीयोके हृदयमें त्याग का बल અને सुखी प्राणीयोके हृदय में सेवा का बल બક્ષવા માટે, જેની કૃપા સુધામયી, સર્વ સમર્થ, પતિતપાવની તેમજ અહૈતુકી છે, તે પોતાના નાથને પ્રાર્થના કરવામાં આવી છે.

જો આપણે ગંભીરતાપૂર્વક વિચાર કરીએ તો એમ સ્પષ્ટ જણાશે કે કોઈપણ દુઃખી (મનુષ્ય) જ્યાં સુધી તેનામાં ત્યાગનું બળ આવી ન જાય ત્યાં સુધી દુઃખના ભયથી મુક્ત રહી શકતો નથી અને કોઈ પણ સુખી ( મનુષ્ય ), જ્યાં સુધી તેનામાં સેવાનું બળ આવી ન જાય ત્યાં સુધી, સુખ ભોગની આસક્તિથી મુક્ત રહી શકતો નથી. એવો નિયમ છે કે દુઃખના ભય અને સુખનાં દાસત્વથી મુક્ત થયા વિના પરસ્પરમાં એકતા થતી નથી, મતલબ કે સમસ્ત વિશ્વ એક જીવન છે એવો અનુભવ થઈ શકતો નથી અને એવો અનુભવ થયા વિના સંઘર્ષોનો અંત આવવાનો સંભવ નથી,

મતલબ કે શાન્તિની સ્થાપના ત્યાં સુધી થઈ શકતી નથી કે જ્યાં સુધી સુખી અને દુઃખી વ્યક્તિઓમાં અભિન્નતા ન થઈ જાય. હવે જો કોઈ એમ કહે કે ભલા બિચારા દુઃખી શું ત્યાગ કરે? તો એમ કહેવું જોઇએ, કે જેના અભાવથી દુઃખી દુઃખ ભોગવી રહ્યા હોય તેની વાસનાનો ત્યાગ તેઓ કરી શકે છે અને તેમ થાય તો ભયંકર દુઃખ આપોઆપ મટી જાય છે, – જે મટતાં જ, સુખદુઃખની પેલી પારનાં જીવનમાં પ્રવેશ થઈ જાય છે. પ્રાકૃતિક નિયમ અનુસાર, ત્યાગથી ઉદારતાની, અને ઉદારતાથી ત્યાગની પુષ્ટિ થાય છે. કોઈપણ સુખી વ્યક્તિ બીજાઓનાં દુઃખથી દુઃખી બન્યા વિના, કરૂણિત થઈ શકતો નથી અને કરૂણિત થયા વિના સુખ ભોગ માટેની રૂચિનો નાશ થઈ શકતો નથી. કારણ કે સુખ ભોગ માટેની રૂચિ કરતાં કરૂણાનો રસ કેટલોય મધુર અને સરસ હોય છે. સુખ ભોગની રૂચિનો અંત આવતાં જ કહેવાતો સુખી મનુષ્ય, સુખનાં દાસત્વમાંથી મુક્ત થઇ શકે છે. આ દૃષ્ટિએ, એમ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે કે દુઃખીનું કર્તવ્ય છે ત્યાગ, અને સુખીનું કર્તવ્ય છે સેવા. સર્વાંશે તો કોઈ વ્યક્તિ કેવળ સુખી અથવા કેવળ દુઃખી હોતી નથી; એટલે જેટલા અંશે, મનુષ્ય દુઃખી હોય તેટલા અંશે ત્યાગ અને જેટલા અંશે સુખી હોય તેટલા અંશે સેવા અપનાવી લઈને, માનવ માત્ર સુખ દુઃખથી પેલી પારનાં જીવન માટે અધિકારી થઈ શકે છે.



સમસ્ત વિશ્વ એક જીવન છે. એજ ભૌતિક દર્શનની પરાકાષ્ટા છે. માનવ માત્રના વર્તમાન જીવનમાં સુખદુઃખ હોવાનો માનવ માત્રનો અનુભવ છે. સુખ દુઃખના સદુપયોગમાં જ કર્તવ્યપરાયણતાની પરાકાષ્ટા છે. આ દૃષ્ટિએ, પ્રાર્થનાના જે વાકયાંશમાં માનવ માત્રમાં સેવા અને ત્યાગના બળની બક્ષીસ આપવાની વાત કહેવામાં આવી છે, તે ભૌતિક વિકાસની પરાકાષ્ટા છે અને તે વિશ્વશાન્તિનો સુગમ ઉપાય છે.

પ્રાર્થનાના જે ભાગમાં, માનવ માત્રને " सुख दुःख के बन्धनसे मुक्त " થવાની વાત કહેવામાં આવી છે તે અધ્યાત્મવાદની પરાકાષ્ટા છે, કારણ કે સુખનાં દાસત્વ અને દુઃખના ભયથી મુક્ત થતાં જ, મનુષ્ય દેહાભિમાનથી રહિત થઈ શકે છે. દેહાભિમાન ગળી જવું, એજ વસ્તુતાએ અધ્યાત્મવાદ છે. કારણ કે, સઘળી વસ્તુ, અવસ્થા અને પરિસ્થિતિઓથી પેલી પારનાં જીવનમાં પ્રવેશ પામવો, એજ અધ્યાત્મવાદ છે. દેહાભિમાન રહે ત્યાં સુધી ક્રિયા, ચિન્તન તેમજ સ્થિતિ વગેરે અવસ્થાઓથી અસંગતા થવાનો સંભવ નથી; અને સુખનું દાસત્વ અને દુઃખનો ભય રહે ત્યાં સુધી દેહાભિમાનનો અંત આવી શકતો નથી. આ દૃષ્ટિએ, આ પ્રાર્થનામાં, મનુષ્યોને સુખ તથા દુઃખના બંધનથી મુક્ત બનવાની પ્રાર્થના કરવામાં આવી છે. એવો નિયમ છે કે દેહાભિમાન ગળી જતાં જ આપોઆપ

નિર્વાસના આવી જાય છે. વાસનાઓનો અંત આવી જતાંજ, ભેદ તથા ભિન્નતા આપોઆપ લય પામી જાય છે, જેમ થતાં જ, પવિત્ર પ્રેમની અભિવ્યક્તિ આપોઆપ થઈ જાય છે– . જે વસ્તુતાએ આસ્તિકવાદ છે. એટલા માટે, પ્રાર્થનાના અંતિમ ભાગમાં, पवित्र प्रेमका आस्वादन कर कृतकृत्य બની જવાની પ્રાર્થના કરવામાં આવી છે.

જો કે પ્રેમ પવિત્ર જ છે પરંતુ પવિત્ર વિશેષણ કેવળ એ કારણે લગાડવામાં આવ્યું છે કે તેનાથી પ્રેમના ઉચ્ચતમ સ્તરનું પ્રકાશન થઈ શકે. વસ્તુતાએ તો પ્રેમ ક્ષતિ અને પૂર્તિથી રહિત છે, કારણ કે નિવૃત્તિ, કામનાઓની અને પૂર્તિ, જીજ્ઞાસાની થાય છે, પ્રેમની તો પ્રાપ્તિજ થાય છે. પ્રેમની પ્રાપ્તિમાંજ જીવનની પૂર્ણતા છે કારણ કે પ્રેમ સ્વભાવથી જ સહુ કોઇને અભીષ્ટ છે. એટલું જ નહિ પરંતુ પ્રેમમાં પ્રેમની જ આપ લે થાય છે. કારણ કે, પ્રેમના બદલામાં પ્રેમજ હોઇ શકે છે, બીજું કશું નહિ. આ દૃષ્ટિએ પ્રેમી અને પ્રેમાસ્પદ બન્ને પરસ્પરમાં પ્રેમી તથા પ્રેમાસ્પદ હોય છે. પ્રેમ સ્વભાવથી જ દિવ્ય, ચિન્મય અને રસ રૂપ છે. પવિત્ર પ્રેમની અભિવ્યક્તિ થતાં, પ્રેમી બેમન બની જાય છે, મતલબ કે તેની પાસે પોતાનું મન રહેતું નથી. પ્રેમાસ્પદના મનની વાત, એજ તેને પોતાના મનની વાત થઈ જાય છે. પ્રેમાસ્પદનો રસ એજ તેને પોતાનો



રસ બની જાય છે. વિયોગ તથા મિલન બન્નેય દશામાં પ્રેમની ઉત્તરોત્તર વૃદ્ધિ જ થાય છે, ક્ષતિ નહિ. પ્રેમ ભેદ અને અંતર રહેવા દેતો નથી. આ કારણે પ્રેમની પ્રાપ્તિમાં જીવનની પૂર્ણતા સમાએલી છે– જે આસ્તિકવાદની પરાકાષ્ટા છે.

પ્રાર્થનાના પ્રથમ અંશમાં, જેની કૃપા સુધામયી સર્વ સમર્થ, પ્રતિતપાવની અને અહૈતુકી છે તેની સાથે આત્મીયતા તથા નિત્ય સંબંધનો સ્વીકાર કરવામાં આવ્યો છે. બીજા અંશમાં, માનવ માત્રમાં એકતાનો સ્વીકાર કરીને સુખીઓમાં સેવા અને દુઃખીઓમાં ત્યાગનાં બળની વાત કરવામાં આવી છે- જે વસ્તુતાએ કર્તવ્ય પરાણયતા છે. ત્રીજા અંશમાં, સુખનાં દાસત્વ અને દુઃખના ભયથી મુક્ત બનવાની વાત કહેવામાં આવી છે – જે વાસ્તવિક અધ્યાત્મિકતા છે. ચોથા ભાગમાં, ઈષ્ટના પવિત્ર પ્રેમની યાચના કરી કૃતકૃત્ય બનવાની પ્રાર્થના કરવામાં આવી છે – જે આસ્તિકવાદની પરાકાષ્ટા છે. આ પ્રાર્થનામાં, વ્યક્તિગત રૂપે કોઈ માંગ કરવામાં આવી નથી, અથવા એમ કહો કે વિશ્વજીવનથી અલગ કોઈ વ્યકિતગત જીવન નથી, મતલબ કે શરીર અને વિશ્વ, વ્યકિત અને સમાજ, પ્રેમી અને પ્રેમાસ્પદમાં એકતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

હવે કોઈ જો એમ કહે કે પ્રાર્થના કરવા માત્રથી શું કંઈ સમાનતા થઈ શકે છે? વિકાસની દૃષ્ટિએ એવો



નિયમ છે કે ભાવનાઓને અનુરૂપ જ કર્મ અને કર્મને અનુસાર જ પરિસ્થિતિ બને છે. એટલે, પ્રાર્થનામાં કરાએલી પવિત્ર ભાવનાઓથી, કર્મની શુદ્ધિ અને કર્મની શુદ્ધિથી, અનુકૂળ પરિસ્થિતિ અવશ્ય બની શકે છે. પરંતુ પવિત્ર ભાવનાઓમાં સજીવતા અને દૃઢતા લાવવાને માટે, યથાશકિત, પ્રાપ્ત પરિસ્થિતિ અનુસાર કર્તવ્યપાલન કરવું એ અનિવાર્ય છે. એવો નિયમ છે કે જ્ઞાન, ભાવ તથા કર્મની એકતા થવાથી, જ્ઞાનને અનુરૂપ જીવન આપોઆપ બની જાય છે. એટલે આ પ્રાર્થનામાં સઘળી સમસ્યાઓનો ઉકેલ સમાએલ છે. પરંતુ, આ રહસ્ય તેજ જાણી શકે છે કે જે વિકલ્પ રહિત વિશ્વાસના આધાર પર ઈષ્ટની સત્તાનો સ્વીકાર કરે અને આત્મવિવેકના પ્રકાશમાં પોતાની નિર્બળતાઓ જાણે. પોતાની નિર્બળતાઓના જ્ઞાનમાં અને અનંત અનન્તના મહિમાની શ્રદ્ધામાં, પ્રાર્થના આપોઆપ સિદ્ધ થાય છે.

હવે જો કોઈ એમ કહે કે જેને અનન્તના મહિમામાં સ્વભાવથી શ્રદ્ધા ન હોય તેઓ પ્રાર્થના કઈ રીતે કરી શકે ? તો કહેવું જોઇએ કે પોતાની નિર્બળતાના જ્ઞાનમાં જ કોઈ મહાસત્તાની સ્વીકૃતિ આપોઆપ સિદ્ધ થાય છે. કારણ કે, કોઈની આવશ્યકતાનો અનુભવ થવો એજ જેની તે આવશ્યકતા હોય તેના અસ્તિત્વનો હેતુ બની જાય છે. એટલે કોઈ આવશ્યકતાનું હોવું, એજ અનન્તની સત્તાનો સ્વીકાર કરવામાં આપોઆપ સિદ્ધ થાય છે. પ્રાર્થના તેજ



ન કરી શકે કે જેને પોતાની આવશ્યકતાનું જ્ઞાન ન હોય. ભલા કોઈ એવી વ્યક્તિ હોય કે જેને કોઈ આવશ્યકતા ન હોય ? જો એવી કોઈ વ્યક્તિઓ ન હોય તો પ્રાર્થના કરવાનું સહુ કોઈને માટે સ્વાભાવિક બની જાય છે. તફાવત માત્ર એટલો છે કે ઉપર જણાવેલ પ્રાર્થનામાં જીવનની સઘળી સમસ્યાઓ હલ કરવામાં આવેલ છે અને તેમાં કોઈ ખાસ સંપ્રદાયનું સમર્થન અથવા તો તેનો વિરોધ કરવામાં આવેલ નથી, પરંતુ સઘળી સમસ્યાઓ હલ કરવાની માંગ છે. આ દૃષ્ટિએ આ પ્રાર્થના માનવ માત્રે અવશ્ય કરવી જોઇએ.

—卐—

માનવ સેવા સંઘનાં પ્રકાશનનાં પ્રાપ્તિ સ્થાન

માનવ સેવા સંઘ આશ્રમ, વૃન્દાવન (મથુરા) ઉ. પ્ર.

માનવ સેવા સંઘઃ નિર્માણ નિકેતન, ગ્રામ અરસન્ડે
પોસ્ટ ઓરીયા, રાંચી (બિહાર)

માનવ સેવા સંઘ, આરોગ્ય આશ્રમ, ગોરી બઝાર
ગાજીપુર ઉ. પ્ર.

માનવ સેવા સંઘ, સિમેન્ટ હાઉસ, ભક્તિનગર
રાજકોટ. (સૌરાષ્ટ્ર)

શ્રી સુમતપ્રસાદ સંગલ, ૧૧ ફોચસ્કવેર નઈ દિલ્હી.

# માનવ સેવા સંઘ

સોસાયટી રજીસ્ટ્રેશન એક્ટ ૨૧ ઓફ ૧૮૬૦ અંતર્ગત
પંજીકૃત ( ૧૮ નવેમ્બર ૧૯૫૩ ) રજીસ્ટર્ડ કાર્યાલય
માનવ સેવા સંઘ, વૃન્દાવન, ઉત્તરપ્રદેશ

## સ્મૃતિ પત્ર

### ( MEMORANDUM OF ASSOCIATION )

એવું નિર્વિવાદપણે સિદ્ધ થયું છે કે માનવ સમાજને હમેશાં સત્પુરૂષોદ્વારા પ્રકાશ મળતો રહ્યો છે. આજે માનવ સમાજમાં બે જુદી જુદી વિચારધારાઓનો સંઘર્ષ થઈ રહ્યો છે. જો કે બંનેનું વાસ્તવિક લક્ષ્ય એક જ છે, તો પણ પ્રમાદને કારણે તેમાં પરસ્પરમાં એકતાનો અભાવ થતો રહ્યો છે, જેનું પરિણામ ઘણુ ભયકર અને દુઃખદ આવ્યું છે. એક વિચારધારા તો એવી છે કે આપણે સમાજથી વિમુખ થઇને એકાન્તિક જીવનદ્વારા આપણા પોતાનું કલ્યાણ કરીએ, અને બીજી વિચારધારા એવી છે કે આપણે ભલેને ચાહે તેવા રહીએ, પરંતુ સમાજને સુંદર બનાવીને પોતાને સુખી બનાવીએ. પરંતુ આ બંનેમાં સ્નેહની એકતાનો સંચાર કરવો, એજ વાસ્તવિક ઉપયોગી વિચારધારા છે. એમ ત્યારે થવા સંભવ છે. કે જ્યારે મનુષ્ય સત્પુરૂષો પાસેથી પ્રાપ્ત થયેલા પ્રકાશદ્વારા, પોતાને નિર્દોષ બનાવીને,



પોતાના કર્તવ્ય વડે બીજાઓના અધિકારનું રક્ષણ કરતારહી, સ્નેહની એકતા સ્થાપિત કરીને, સેવાદ્વારા સમાજને સુંદર બનાવવા માટે પ્રયત્નશીલ બન્યા રહે. એટલે એક સંતની પ્રેરણાથી આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે.

**(૧) સંસ્થાનુ નામ :-** આ સંસ્થાનું નામ " માનવ સેવા સંઘ " રહેશે.

**(૨) રજીસ્ટર્ડ કાર્યાલય :-** સંઘનું રજીસ્ટર્ડ કાર્યાલય, જેને પ્રધાન કાર્યાલય કહેવામાં આવશે - વૃન્દાવન, ઉત્તર પ્રદેશમાં રહેશે.

**(૩) ઉદ્દેશ્ય :-** આ સંઘના ઉદ્દેશ્ય નીચે જણાવેલ નીતિ તથા કાર્યોમાંથી એક અથવા અધિક અથવા તો તમામને કાર્યાન્વિત કરવાં એ રહેશે.

(क) રાષ્ટ્ર, જાતિ તથા સંપ્રદાયનો ભેદ નહિ રાખતાં, ભિન્ન ભિન્ન ઉપયોગી પ્રયોગોદ્વારા, માનવ સમાજના નીચે જણાવેલ વર્ગોની યથાશક્તિ સેવા કરવી. :—

(૧) બાળક (૨) મહિલા (૩) રોગી
(૪) વિરક્ત (૫) સમાજ સેવક.

(ख) માનવ હિતકારી પશુઓ તથા વૃક્ષોનું સંરક્ષણ અને સંવર્ધન.

(ग) સત્સંગની યોજના, વિચાર વિનિમય તથા સદ્ગ્રંથો



તેમજ આધ્યાત્મિક સાહિત્યનાં પ્રકાશનદ્વારા, સત્યનું અન્વેષણ કરવું.

(घ) જીતેન્દ્રિયતા, સેવા, ભગવત્ચિન્તન તથા સત્યાન્વેષણદ્વારા વ્યક્તિઓનું આધ્યાત્મિક ઉત્થાન કરવું.

(च) ઉપર જણાવેલ ઉદ્દેશ્યની પૂર્તિને માટે સઘળાં આવશ્યક સાધન પ્રયોજવાં તથા તેને માટે નિયમ બનાવવા.

( પરંતુ સ્મરણમાં રહે કે આ સઘળાં કાર્ય સોસાયટીઝ રજીસ્ટ્રેશન એક્ટના ધારા ૨૦ને અંતર્ગત હોવાં જોઇએ. )

(छ) જે સંસ્થાંઓ માનવ સેવા સંઘના ઉદ્દેશ્યોનો સ્વીકાર કરીને સંઘમાં જોડાવા ચાહે તેને જોડવી તથા તેને માટે પ્રબન્ધ કરવો. જોડાએલ સંસ્થાઓની ઈચ્છાનુસાર, તેનાં સ્મારક ચિહ્ન તથા નામ વગેરેને સંરક્ષિત રાખવાં.

(ज) જંગમ તેમજ સ્થાવર સંપત્તિનું ઉપાર્જન અને સંગ્રહ. તેમજ સંઘની આવશ્યકતા મુજબ તેની ફેર બદલ કરવી, તેનો વ્યય કરવો, કરજ કરવું, ભુવન, કૂપ વગેરેનું, નિર્માણ કરવું, અથવા થાપણમાં યોજવી.

(झ) તે બધાં કાર્યો કરવાં કે જે, કેન્દ્રિય કાર્ય કારિણી સમિતિ, સંઘના ઉદ્દેશ્યોની પૂર્તિ માટે આવશ્યક સમજે ( પરંતુ સ્મરણ રહે કે આ તમામ કાર્ય સોસાયટીઝ રજીસ્ટ્રેશન એક્ટના ધારા ૨૦ માં અંતર્ગત હોવાં જોઇએ.)





## સંઘનું સભ્યપણું

આ સંઘના સભ્ય તેઓ થઈ શકશે કે જે તેના ઉદ્દેશ્યો અને નિયમોનો સ્વીકાર કરીને, તે અનુસાર સભ્યપણું પ્રાપ્ત કરે.

**સભ્ય પાંચ પ્રકારના થશે**

**(૧) સાધારણ સભ્ય-** *( Ordinary member )* જે રૂ. ૧I સવા રૂપીઓ પ્રતિવર્ષ અગાઉથી સભ્ય તરીકેનું લવાજમ આપે.

**(૨) આજીવન સભ્ય -** *( Life member )* જે રૂા. ૧૦૧ રૂપીઆ એકસો એક આજીવન સભ્ય તરીકેનું લવાજમ આપે.

**(૩) દાની સભ્ય -** *( Patron member )* જે એકવાર ઓછામાં ઓછા રૂા. ૧૧૧૧ રૂપીઆ એક હજાર એકસો અગ્યાર દાની સભ્ય તરીકેનુ લવાજમ આપે.

**(૪) માનનીય સભ્ય -** *( Hononary )* માનનીય સભ્ય એ થશે કે જેને કેન્દ્રિય કાર્યકારિણી સમિતિની ભલામણથી સંઘના પ્રધાન તેના સન્માનાર્થે માન્ય રાખે.

**(૫) સહયોગી સભ્ય -** *( Helpers ).* જે શારીરિક અથવા બૌદ્ધિકશ્રમદ્વારા સંઘની સહાયતા કરે અને જેનું સભ્યપણું કેન્દ્રિય કાર્યકારિણી સ્વીકારે.



रागद्वेषका नाश हो। त्याग प्रेमकी जय हो। !

# માનવ સેવા સંઘનાં હિન્દી પ્રકાશન


१ सन्त समागम (ભાગ ૧) પૃષ્ટ ૨૬૧ મૂલ્ય રૂા. ૧।।
२ सन्त समागम (ભાગ ૨) પૃષ્ટ ૩૬૧ મૂલ્ય રૂા. ૨

આ બે પુસ્તકોમાં પૂજ્ય સ્વામીજીદ્વારા અપાયેલ પ્રશ્નોત્તર, લખાયેલ પત્રો તથા અનેક વિષયો ઉપર તેઓશ્રીની સંતવાણીનું સંકલન થયું છે જેથી સાધકને અનેક સમસ્યાઓ પર પ્રકાશ પ્રાપ્ત થાય છે. બંને ભાગ એક સાથે મૂલ્ય રૂા. ૩

૩ मानव की मांग– માનવનું લક્ષ્ય તેમજ તેની પ્રાપ્તિનાં સાધનો-પર સ્વામીજીનાં પ્રવચનોનો સંગ્રહ. પૃ. ૨૭૫ મૂ. રૂા. ૨

૪ साधन तत्त्व – સાધન સંબંધમાં પૂજ્ય સ્વામીજીના મહત્વપૂર્ણ વિચારો. પૃષ્ટ ૨૯૭ મૂલ્ય રૂા. ૧।।

૫ जीवन दर्शन–માનવજીવનની સમસ્યાઓ ઉપર, સ્વામીજીના મૌલિક, સૂક્ષ્મ તેમજ અનુભવસિદ્ધવિચારો. પૃષ્ટ ૩૨૫ મૂ. રૂ. ૨

૬ चितशुद्धि સાધકનું પ્રથમ સોપાન પૃષ્ટ ૪૩૪ મૂ. રૂ. ૨।।

૭ मानव सेवां संघ (परिचय तथा व्याख्या) પૃષ્ટ ૧૦૮ ન. પૈ. ૩૮

૮ पारसमणी – (“ પારસ ભાગ ” નું સંશોધિત સંસ્કરણ)
લેખક :- પૂજ્ય સ્વામી સનાતનદેવજી પૃષ્ટ ૬૧૪

એક પ્રતિનું મૂલ્ય કમિશન જતાં રૂા. ૬. ચાર પ્રતિ એક સાથે ખરીદતાં મૂલ્ય પ્રતિ પુસ્તક રૂા. ૫. મિયાં મુહમ્મદ ગજાલી સાહેબે ફારસીમાં “ कीमिया–ए–सादत ” નામક ગ્રન્થ રત્નની રચના કરી હતી. તે અમૂલ્ય ગ્રંથનું આ સંશોધન હિન્દી સંસ્કરણ છે. આ ગ્રન્થ ધર્મમય પ્રગતિને માટે ખરેખર એક દુર્લભ કીમીઓ ( રસાયન ) જ છે.


## साधन तत्त्व क्या है ?

“अपने साधन में अगाध, अनन्त, नित नव प्रियता ही साधन तत्त्व है। साधन तत्त्व साधक का जीवन ओर साधक का स्वभाव है। इस कारण प्रत्येक साधक साधन तत्त्व में अभिन्न होकर ही साध्य को रस प्रदान करनेमें समर्थ होता है। साध्य का रस ही साधक का रस है। इतना ही नहीं, रस का आदान प्रदान रस रूप हो है”

( साधन तत्त्व पृ. ३ )